# ગીતાર્થ કોણ ?

પૂર્વકાળની આ વાત છે એક નગરીમા એક આચાર્ય મહારાજ પધાર્યા તેમનુ જ્ઞાન અગાધ હતુ શરીરે જોરદાર હતા હમેશાં શિષ્યોને અપ્રમત્તપણે વાચના આપતા હતા ટેકા માટે પાછળ પાટિયાનો પણ ઉપયોગ નહોતા કરતા

એ જ નગરીમાં થોડા વખત પછી બીજા આચાર્ય મહારાજ પધાર્યા જેઓ ઉત્સગ–અપવાદના જાણ હતા, જબ્બર વિદ્વાન્ હતા તેઓ પણ શિષ્યોને અવિરત વાચના આપતા હતા પણ શરીરે બહુ જોરદાર નહોતા જેથી પાછળ ટેકા માટે પાટિયાદિનો ઉપયોગ કરતા હતા

જેઓ શરીરે જોરદાર હતા ટેકા માટે પાટિયાદિનો પણ ઉપયોગ નહોતા કરતા એ સમર્થ આચાર્યદેવને એક શ્રાવકે પૂછ્યુ ગુરુદેવ ! આપ તો પાટિયાદિનો ઉપયોગ નથી કરતા, બીજા આચાર્ય તો કરે છે' તરત આચાર્ય મહારાજે જણાવ્યુ 'ભાઇ એ શરીરે કમજોર છે પાટિયાદિનો ઉપયોગ કરે એમા જરાય વાંધો નથી હુ તો શરીરે જોરદાર છુ એટલે મને કઇ એની જરૂર નથી

પોતાનો ઉત્કર્ષ બતાવા ખાતર એમ પણ કહી શકતે–અરે ! એ આચાય તો શિથિલ છે આવા છે તેવા છે પણ એમ બીજા આચાર્યની નિંદા ન કરતા એ આચાર્ય કરે છે તે પણ બરાબર છે, હુ કરુ છુ તે પણ બરાબર છે આ આચાયશ્રીના કથનનો સામ માણસ પર કેવો અજબ પ્રભાવ પડે એ વિચારી લેજો

માટે જ શાસ્ત્રકારો આવા આચાયને ગીતાર્થ કહે છે બીજાને યેન–કેન ઉતારી પાડવાની વૃત્તિ એ અધમવૃત્તિ છે બસ જે છે તે અમે જ છીએ બીજામા તો કઇ નથી આ આવા છે તે તેવા છે

આવા અગીતાર્થો પોતાનો ઉત્કષ બતાવી બીજાને ઉતારી પાડ શાસનને છિન્નભિન્ન કરી નાખે છે ।

'શ્રીકીર્તિ'

સ્થળ–ભૂલેશ્વર લાલબાગજૈન, ઉપાશ્રયનો વિશાળ હૉલ [ મુબઈ ]

સમય–વિ સ ૨૦૦૬ પોસ વદ ૧૨ રવિવાર, સવારના નવ તા ૧૫-૧-૫૦

વ્યાખ્યાતા–પૂજ્યપાદ પરમ શાસનપ્રભાવક વ્યા. વા આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર સમર્થ વિદ્વાન પૂ પા આચાર્યદેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ

ભૂમિકાકાર–વિદ્વાન મુનિરાજ શ્રી કીર્તિવિજયજી મહારાજ

વિષય–' ચૈતન્યવાદ '

---

# ચૈતન્યવાદ

## પૂ મુનિરાજ શ્રી કીર્તિવિજયજી મ.ની ભૂમિકા

### આત્મવાદ ભૂલાતો જાય છે

પ્રિય સજ્જનો ! આજના જાહેર વ્યાખ્યાનનો વિષય ' ચૈતન્ય વાદ ' રાખવામા આવ્યો છે ચૈતન્યવાદ એટલે આત્મવાદ યાને આત્માની વિચારણા આપણો આ આર્ય દેશ એ ધર્મપ્રધાન દેશ છે, ધર્મને માનનારો છે, આત્માને માનનારો છે, પણ અત્યારે આપણને એથી ઉલટુ જ જોવા મળશે આજે ભૌતિક વાદ–જડવાદ ડગલે ને પગલે–કૂદકે ને ભૂસ્કે જ્યા આગળ વધી રહ્યો હોય ત્યા આત્માની વિચારણા કયાથી સૂઝે ? બાહ્ય–પદાર્થોના વિકાસમા–જડ–પુદ્ગલના વિકાસમા આજનો માનવી

પોતાના પ્રાણ પાથરી રહ્યો છે–આવા કપરા કાળમા આત્માની વિચારણા કરનારા કેટલા ? આજે આ દેશમાથી આત્માની વિચારણા ભૂલાઈ રહી છે આ આર્ય દેશમા, અનાર્ય દેશની છાયા ખૂબ જ પ્રસરી ચૂકી છે પાશ્ચાત્ય સસ્કૃતિએ આર્ય સસ્કૃતિને ભારે ધક્કો પહોચાડ્યો છે કેવળ જડવાદની પાછળ દુનિયા ઘેલી બની છે જડવાદમા જડ જેવા બનેલા આત્માઓ પરિણામે આત્માને અધોગતિના પથે ઘસડી રહ્યા છે

## માત્ર ચાર્વાક દર્શનવાળા જ આત્માને માનતા નથી

આત્માને કોઇએ બનાવ્યો નથી તેમજ આત્માનો કદીય નાશ થવાનો છે એમ પણ નથી, અનત ભૂતકાળ વહી ગયો અને અનત ભવિષ્યકાળ આવશે પરતુ આત્મા ભૂતકાળમા પણ હતો, વર્તમાનમા છે અને ભવિષ્યમા પણ રહેશે. આત્મા એ અમર છે અનાર્યો આત્માને માનતા નથી આ દેશના તમામ દર્શનકારો આત્માના અસ્તિત્વને સ્વીકારે છે, માત્ર એક જ એવુ દર્શન છે કે–જે આત્માના અસ્તિત્વનો ઇનિકાર કરે છે એ ચાર્વાક દર્શનવાળા પચભૂતનુ પૂતળુ છે, એમ કહી, આત્માનો અસ્વીકાર કરે છે

## પણ આત્મા પ્રત્યક્ષ છે

એક શિષ્યે પોતાના ગુરુને એક પ્રશ્ન કર્યો–ગુરુદેવ ! આપ આત્મા આત્મા કરો છો પણ આત્મા ક્યા દેખાય છે ? જગતની તમામ વસ્તુઓ આપણી આખે દેખાય છે પણ આત્મા દેખાતો નથી માટે આત્મા નથી

ગુરુએ શિષ્યને સમજાવવા શિષ્યને આજ્ઞા કરી–જા ચેલા, એક પ્યાલામા દૂધ ભરીને લઈ આવ

ચેલો વિચારે છે–ગુરુજી શું દૂધમાથી આત્મા બતાવવાના છે ? ચેલો ગયો અને સત્વર દૂધનો ભરેલો પ્યાલો ગુરુદેવ સમક્ષ તેણે હાજર કર્યો

ગુરુદેવે શિષ્યને જણાવ્યુ–બોલ ! આ શુ છે ? શિષ્યે જવાબ વાળ્યો–ગુરુદેવ ! આ દૂધથી ભરેલો પ્યાલો છે

ગુરુ–ઠીક, હું તને એ પૂછુ છું કે આ દૂધમા ઘી છે કે નહીં ?

શિષ્ય–જી હા આ દૂધમા ઘી છે

ગુરુ–ત્યારે બતાવ ઘી કયા છે ? કેમ દેખાતુ નથી ?

શિષ્ય–ગુરુદેવ ! દૂધને જ્યારે જમાવવામા આવે ત્યારે દહીં બને અને તેમ કર્યા બાદ તેને રવૈયાથી વલોવીએ તો માખણુ નીકળે અને પછી તાવીએ તો ઘી થાય

ગુરુ–ત્યારે ભોળા, આત્મા પણુ તેવી જ રીતે પ્રત્યક્ષ છે પણુ જ્યારે આત્મામા તમે સ્થિર થશો, તત્વજ્ઞાનદ્વારા મથન કરશો અને જ્યારે વાસ્તવિક જ્ઞાન પ્રગટ થશે ત્યારે આત્મા પણુ પ્રત્યક્ષ માલુમ પડશે, પણુ મનને સ્થિર કર્યા વગર, દુનિયાની કુવાસનાથી હઠ્યા વગર, વાસ્તવિક જ્ઞાન પ્રગટ થયા વગર આત્મા શી રીતે દેખાય ? તેથી આત્મા નથી એમ માનવુ એ ભૂલભરેલુ છે

હુ કોણુ ? એ વિચાર કોને થાય છે ? હું એ શબ્દપ્રયોગ

જ આત્માને સિદ્ધ કરે છે પાટ કે થાંભલાને મારો, કૂટો, કાપો તો તેઓ ચીસ પાડી શકશે ખરા ! અને આપણને જરાક કાંટો વાગે છે તો હાયવોય કરી મૂકીએ છીએ એમ કેમ ? એ હાય વોય કરનાર કોણ ? એ જ આત્મા

શ્રી રાયપસેણી સૂત્રમા પરદેશી રાજાનુ વર્ણન આવે છે એ પરદેશી રાજા પહેલા મહાનાસ્તિક હતો કેવળ પુદ્ગલાનંદી હતો એશઆરામ ને ભોગવિલાસમા ગળાડૂબ ડૂબેલો હતો આત્મા, પરમાત્મા કે પરલોકને એ નહોતો માનતો આ મા છે કે નહીં ? એની ખાત્રી કરવા તેણે અનેક અખતરાઓ-પ્રયોગો કર્યા હતા કોઈ ગુનેગારના શરીરનો કકડે કકડા કર્યા પણ આત્મા ન દેખાયો એક ચોરને ફાંસીની સજા ફરમાવી, ફાંસી આપતા પહેલા તેનુ વજન કર્યું-ફાંસી આપ્યા પછી પાછુ વજન કર્યું છતાંય વજનમા જરાય ફેરફાર થયો નહિ તેથી માન્યુ કે આત્મા નથી આત્મા જેવી ચીજ જો હોય તો વજનમા ફેર કેમ ન થાય ?

જ્યારે ચિત્રસારથી નામના ધર્મયુક્ત મહામંત્રીના સંસર્ગથી શ્રી કેશી ગણધર ભગવાન મળ્યા ત્યારે તેની સઘળી શંકાનુ નિરસન થઈ ગયુ અને એવો તો એ ચુસ્ત મહાશ્રાવક બને છે કે પોતાની રાણી સૂર્યકાંતા ઝેર આપે છે છતાંય તેના પર રોષ ન કરતા સમભાવે વેદના સહીને, ત્યાંથી કાળ કરી સૂર્યાભ નામનો મહર્દ્ધિક દેવ બને છે

આપણને પણ જો આત્માની ઓળખાણ થઈ જાય તો જડના પાછળ જે આજે ગાંડા-ઘેલા બની આત્માનુ ભાન ભૂલી,

બેશાન બની મહામૂલા માનવ જીવનને વેડફી રહ્યા છીએ-તેમ ન બને અને એમ હયર્થ જીવન ન ગાળતા, આત્માના વિકાસમા જરાય પ્રમાદ કે આળસ ન કરતા, આત્મા કેમ પરમાત્મ પદને મેળવે તે માટે સતત જાગૃત રહેલ, માટે જ આત્માને ઓળખવાની જરૂર છે

આજે જડવાદના અખતરા વધી રહ્યા છે કહેવાતુ વિજ્ઞાન દિનપ્રતિદિન આગળ વધી રહ્યું છે પણ એમાનો કોઇ આત્મા તૈયાર કરી શકયો ? આત્માને કોઇએ બનાવ્યો નથી આત્મા ત્રણેય કાળમા મૌજુદ છે, અમર છે

'હું' એ કોણ ? હું એમ-મડદુ કેમ નથી બોલતુ ? હું એ જ આત્મતત્ત્વની પ્રત્યક્ષ પ્રતીતિ કરાવે છે જો આત્મા છે, અમર છે અને ત્રણેય કાળમા વિદ્યમાન છે, તો પછી વર્તમાનની જ માત્ર ટૂકી દૃષ્ટિ રાખી પાચ-પચીસ વર્ષની ટૂકી જિદગીમા પદ્દગલાનદી બની આત્માનો વિચાર સરખોય ન કરવો એ કેટલી અજ્ઞાનતા

કસ્તુરીયો મૃગ પોતાની નાભિમા-ડુટીમા કસ્તુરી હોવા છતા ચોમેર દોડે છે, સુગધ-ખુશબો માટે આમ-તેમ ફાફા મારે છે તેમ આત્મામા પણ અનત જ્ઞાન-દર્શનાદિ રત્નોનો ખજાનો હોવા છતા એક કગાલની જેમ આ આત્મા ભટકે છે, ચઉગતિમા આથડે છે, ને ભીખારીવેડા કરે છે પોતે-પોતાના સ્વરૂપને પીછાણતો નથી પરિણામે, દુર્ગતિની ઘોર-ભયકર પીડાનો ભોગ બને છે

> અતર વિષે રત્નો ભર્યા, તેને નહિ તુ ઢુઢતો,
> સુખ કાજ બાહિર તુ ભમે, પામર બનીને મૂઢતો,

શુ માહરુ શુ પારકુ, વિવેક એ ભૂલી ગયો,
પુદ્ગલાનદી બનીને આડાઅવળો આથડયો

આપણી શક્તિનો આપણને ખ્યાલ નથી એક ટચલી આગળીના ટેરવે આખાય બ્રહ્માડને ડોલાવવાની તાકાત આ આત્મામા છે કાચનાઘરમા પૂરાયેલુ કૂતરુ–પોતાના જ પ્રતિબિબ રૂપ કૂતરાઓને જોઇને પોતાની દશાના ખ્યાલના અભાવે ફોગટ ભસી મરે છે તેવી જ રીતે આ આત્મા પણ આ જગતમા મારુ–મારુ કરીને મરે છે વ્યર્થ જીવન પૂરુ કરે છે

એક અગ્રેજે, મનુષ્યના આખા શરીરની કિમત ફક્ત પોણા બે રૂપીયા આકી છે ( મુડદારૂપ શરીરની ) જ્યારે જનાવરની કિમત એનાથી કઇગુણી વધી જાય છે, કિમત છે આત્માની અનાર્યો આત્માને માનતા નથી માટે તે સબધી વિચાર ન કરે એ વાત જુદી છે પણ આપણે આર્ય છીએ, આત્માને માનીએ છીએ, ધર્મને માનીએ છીએ છતા તેનો વિચાર સરખોય કરતા નથી એ બહુ જ શોચનીય છે અનાર્યો, જડવાદના વિકાસ મા પ્રાણ પાથરે છે જે ક્ષણવિનશ્વર છે એના માટે આખીય જિદગી ચાહોમ કરે છે તો જે આત્મા અમર છે, જેનાથી સાચા સુખની પ્રાપ્તિ થઈ શકે છે તેના માટે શુ પ્રયત્નની જરૂર નથી ? આત્માને ઓળખી, જીવને અજવાળી શાશ્વત સુખના ભોક્તા બનો એ જ એક અભિલાષા

હવે પૂ ગુરુદેવ, આ વિષયને યુક્તિપુરસ્પર સમજાવશે તે સાભળી, જીવનમા ઉતારી મુક્તિના પૂનિતપથે સૌ પ્રયાણ કરો એ જ અભ્યર્થના



## પૂ પા આચાર્યદેવનું પ્રવચન

આજના વ્યાખ્યાનનો વિષય ચૈતન્યવાદ રાખવામા આવ્યો છે ચૈતન્યવાદ કહો કે આત્મવાદ કહો, કોઈ અપેક્ષાએ એક જ છે આત્મા—આત્મવા० વગેરે શબ્દો ઘણીવાર આપણે બોલીએ છીએ, જ્યારે ચૈતન્યવાદ એ શબ્દ જરા નવો લાગે તેવો છે, પણ વિષય નવો નથી ચૈતન્યવાદનો પ્રતિપક્ષીયવાદ જડવાદ છે ચૈતન્યવાદ પણ અનાદિનો છે, જડવાદ પણ અનાદિનો છે, દુનિયામા કઈ જ નવુ નથી, જ્યારે વસ્તુમા થોડો ફેરફાર કે સુધારોવધારો થાય ત્યારે તે વસ્તુ નવી કહેવાય છે, તેવી જ રીતે જડવાદ કે ચૈતન્યવાદ એ કઈ નવો નથી આ બન્ને વાદ જૂના છે, અનાદિના છે, એક પણ હા, જ્યારે જે વાદનુ જોર હોય ત્યારે તે વાદનો યુગ કહેવાય ચૈતન્યવાદનુ જોર હોય ત્યારે ચૈતન્યવાદનો યુગ કહેવાય જડવાદનુ જોર હોય ત્યારે જડવાદનો યુગ કહેવાય

### દરેક કાળમા બન્ને વાદ હોય,

ચૈતન્યવાદ વધારે છે એમ સખ્યાબળથી તો ન કહેવાય, કેમકે દુનિયામા મોટી સખ્યા જડપ્રેમીની જ હોય છે, અનાદિ કાળથી આ સિલસિલો ચાલુ જ છે, દુનિયાનો મોટો ભાગ કાયમ જડપ્રેમી હોય માટે સખ્યાબળથી જડવાદનો યુગ



(૧૦) એમ નહીં પણ જ્યારે જગતમાં સમજુ ગણાતા, ડાહ્યા અને બુદ્ધિશાળી મનાતાઓને પણ જડવાદનો પ્રેમ વધે, જડના વિકાસમાં પોતાનું સર્વસ્વ હામી છે, આગળ પાછળનો વિચાર ન કરતાં કેવળ જડમાં મશગૂલ બને, જડ પદાર્થોને મુખ્ય માને અને ચૈતન્યવાદને, આત્માને તથા આત્મવિકાસના સાધનોને ગૌણ ગણે ત્યારે એ વાદનો જમાનો કહેવાય, અને જ્યારે ચૈતન્યને, આત્માને અને આત્મવિકાસના સાધનોને મુખ્ય ગણે, ઉપાદેય સમજે અને પદાર્થોને ગૌણ સમજે ત્યારે એ ચૈતન્યવાદનો જમાનો કહેવાય. મતલબ કે કાળમાં, આબાળ-ગોપાળ સૌ કોઈ આત્મા અને આત્માના ગુણોની કદર કરતા હોય તેવા કાળને ચૈતન્યવાદનો યુગ કહી શકાય, પરંતુ દરેક કાળમાં મુખ્યતાએ અથવા ગૌણતાએ બન્ને હોય છે એ ચોક્કસ

## સુવર્ણયુગ

સુવર્ણયુગ કોને કહેવો એની ... કહેવાય તેમજ જ્યારે સુ...

કરણી કારણભૂત હોય છે, કારણ કે સારાં ગણાતા મનુષ્યોનુ કથન તથા તેમની કરણી મુજબનો યુગ કહેવાય છે

## આજે જમાનો જડવાદનો છે

બોલો! આજનો યુગ ચૈતન્યવાદનો છે કે જડવાદનો?

**સભામાંથી**–જડવાદનો

આજે જમાનો જડવાદનો છે દેશના સારા સારા ગણાતા સમજદાર ને બુદ્ધિશાળી માણસો પણ આજે માત્ર આ જન્મની જ કરણીમા માને છે તેઓ કહે છે કે–પરલોક જેવી ચીજ જ નથી અરે! પરલોક કે પુનર્જન્મની વાત વિચારવાની પણ એમને પુરસદ નથી તેઓ તો કહે છે કે–આ જન્મની વાત પણ પૂરી વિચારવાનો ટાઈમ નથી તો પરલોક કે પર જન્મનો વિચાર ક્યારે કરીએ? સારા સમજદાર ગણાતાઓ આ રીતે જડમા જ રચ્યાપચ્યા રહે છે, તેમા કેટલાકો તો આત્માને માનતા પણ નથી માટે જ કહેવાય કે–આજે જમાનો જડ-વાદનો છે

આજે ભલે જમાનો જડવાદનો હોય છતા ચૈતન્યવાદ નથી એમ નહિ, છે, ભલે ગૌણ છે, છતા છે જરૂર, ચૈતન્ય વાદનો સૂર્ય આથમ્યો નથી

જડવાદ ને ચૈતન્યવાદ બન્ને વિરોધી છે એના ઝગડામા વિજય જરૂર ચૈતન્યવાદનો છે, પણ જડવાદના આ જમાનામા ચૈતન્યવાદનો વિજય કરવા માટે કમજોરીને તિલાજલી આપવી પડશે, માયકાગલા બન્યે નહિ ચાલે, મર્દાનગી બતાવવી પડશે,

વખતે માલમિલ્કતનો મોહ મૂકવો પડશે ધર્મની શ્રદ્ધાને ટકાવવા માટે મરણીયા થવુ પડશે

## ચૈતન્યવાદ એટલે આત્મતત્ત્વની વિચારણા

આજનો વિષય ચૈતન્યવાદનો છે ચૈતન્યવાદ એટલે શુ ? ચૈતન્યવાદ એટલે આત્મતત્ત્વની વિચારણા, એની માન્યતા આત્મા છે કે નહીં ? એમા જ મોટો વાધો છે આજે દુનિયાનો સમજુ ગણાતો મોટો ભાગ જડવાદ તરફ કેમ ઝુકે છે ? તેનુ એક જ કારણ છે કે-તેઓ આત્માને માનતા નથી, પરલોકને પણ માનતા નથી અને પરલોકને ન માનતા હોવાથી કર્મને પણ નથી માનતા અને કર્મને ન માનતા હોવાથી પુણ્ય પાપ વગેરે તત્ત્વોનો પણ ઇન્કાર કરે છે કેવળ, એશઆરામમા મશગૂલ રહેવુ, ખાવુ પીવુ-મોજ મજાહ કરવી એમા જ તેઓ સર્વસ્વ માને છે, માટે જ જડની પાછળ તેઓ મરી ફીટે છે

## આત્મા ઇન્દ્રિયગોચર નથી

આત્માની તથા આત્માના ગુણોની વિચારણા એ છે ચૈતન્ય વાદ-પણ આત્મા છે કયા ? એમા પ્રમાણ શુ ? આત્મા નથી દેખાતો, નથી ચખાતો, નથી સુઘાતો, નથી સભળાતો કે નથી સ્પર્શાતો, આત્માનો રગ ધોળો છે કે કાળો, તેનો સ્વાદ મીઠો છે કે ખારો, એની ગધ સુરભિ છે કે દુરભિ, એ સુવાળો છે કે કઠણ ? ત્યારે શુ તેનો ગુણગુણ અવાજ સભળાય છે, ના !

ત્યારે આત્મા છે એમા પ્રમાણ શુ ?

એક શિષ્ય ગુરુને પૂછે છે-ગુરુજી આત્મા મને બતાવો

તો હુ આપ જે ધર્મારાધનની વાત કરો છો તે બધી જ માનવા તૈયાર છુ—પણ આત્મા કયા છે એ બતાવો આ વિષયમા પૂર્વના વક્તા મુનિશ્રીએ વર્ણન કર્યું છે એ જ વિષયને જરા સ્પષ્ટ રીતે સમજાવાય છે

ગુરુએ શિષ્યની પાસે દૂધનો પ્યાલો મગાવ્યો અને શિષ્યને પૂછયુ બોલ—આ દૂધમા ઘી છે? શિષ્યે જવાબ આપ્યો હા ગુરુજી, દૂધમા ઘી છે દૂધમાથી જ ઘી નીકળે છે ગુરુ બોલ્યા—જો દૂધમા ઘી છે તો દેખાતુ કેમ નથી? બોલો દેખાય છે? ત્યારે શિષ્યે જવાબ આપ્યો—ગુરુજી, એમ શી રીતે દેખાય? જ્યારે દૂધને જમાવાય, ત્યારબાદ વલોવાય ત્યારે માખણ નીકળે અને માખણને ગરમ કરવામા આવે ત્યારે ઘી તૈયાર થાય ગુરુજી બોલ્યા—અરે ચેલા! ત્યારે શુ આત્મા એમ ને એમ વગર મહેનતે તારે જોવો છે જ્યારે તમે મનને ધર્મસિદ્ધાત મુજબની ક્રિયા અને ધ્યાનથી સ્થિર કરશો એટલે જમાવશો અને સમ્યગ્ જ્ઞાનના રવૈયાથી મથન કરશો એટલે આત્મા અને આત્માના ગુણો પણ તમને જણાશે, પણ આ બધી મહેનત આપણે કરવી નથી અને આત્માને નિહાળવો છે એમ શી રીતે બને ?

એક ફારસી કવિએ આત્માને આત્માનુ ભાન કરાવવા માટે એક શેરમા કહ્યુ છે

'લબ્ય બન્દો ચશ્મ બન્દો ' આદિ

મતલબ કે—આત્માનુ નૂર પ્રગટ કરવા માટે હે શિષ્ય! તુ જીભ બધ કર, આખ બધ કર અને કાન બધ કર, અને પછી આત્મા જો ન દેખાય તો મને હસજે—મતલબ મારી મશ્કરી કરજે

શિષ્યે તે પ્રમાણે આખ કાન બધ કર્યા અને ગુરુજીને કહ્યુ-મને તો કઇ જ જણાતુ નથી

ગુરુજી બોલ્યા તે આખ વગેરે વાસ્તવિક બધ કર્યા જ નથી, હા માત્ર મીંચ્યા છે બધ કરવાનો મતલબ જરા સમજ આખ, કાન અને જીભને એના વિષયોથી ખેચી લે શૃગારના ગીતોમા આનદ આવે અને તિરસ્કારના શબ્દોથી આત્મા ભભૂકી ઉઠે તો સમજ કે કાન બધ કર્યા નથી આ સુદર અને આ અસુદર એમ રાગ દ્વેષ થાય ત્યા આખ બધ કરી શી રીતે કહેવાય ? સુદર ભોજન મળે તો અહાહા ! કેવી મજા પડે છે, કેવો સ્વાદ આવે છે ! આ સારુ, આ નરસુ એમ બોલીએ છીએ જ્યાકે લુણમરચ ઓછા હોય, ગુદા જેવુ ચીકણુ શાક મળે તો કેવી દશા થાય છે એટલે જીભને બધ કરી નથી, જીભને જીતી નથી પણ એના ગુલામ બન્યા છીએ

આ રીતે આખ, કાન, જીભને તેના વિષયથી વેગળી કરો-મતલબ-સુદર અને અસુદર વિષયોમા સમભાવમા રહો

ઇન્દ્રિયોને જીતો તો આત્મા જણાય આ પ્રમાણે વિષયો ને જીતવાથી આત્મા વીતરાગ બને છે, અને આત્મા જ્યારે કેવળજ્ઞાન પામે છે ત્યારે આત્મા આત્માને જોઇ શકે છે મતલબ આત્માનો સાક્ષાત્કાર થાય છે

આત્મા અરૂપી છે, અરસી છે, અગધી છે, અસ્પર્શી છે અને શબ્દ વિનાનો છે, તે આખથી દેખાય શી રીતે ? નાસિકાથી સુઘાય શી રીતે ? શરીરથી સ્પર્શાય કેવી રીતે ? અને કાનદ્વારા સભળાય પણ કેવી રીતે ?

આપણી બહારની ઇન્દ્રિયો બહારના ગુણોને ગ્રહણ કરે છે બાહ્ય ગુણો વગરનો આત્મા બાહ્યેન્દ્રિયથી ગ્રહણ થઈ શકે નહિ પણ હા, સમજણનો પ્રયત્ન કરો તો આત્મા મનથી પ્રત્યક્ષ થઈ શકે છે જેને માનસ પ્રત્યક્ષ કહેવામા આવે છે

## આત્મા કેવી રીતે મનથી પ્રત્યક્ષ છે તેની સમજ

ખરી રીતે આપણને દુનિયાની કોઇપણ વસ્તુ પ્રત્યક્ષ નથી પણ એનો ગુણ પ્રત્યક્ષ છે જેમ આપણે એક ઘડો જોયો એ ઘડાનુ શુ જોયુ ? એની આકૃતિ અને રગ રગ વગેરે ગુણો છે એ ગુણો ન હોય તો ઘડાને આપણે પ્રત્યક્ષ કેવી રીતે કરી શકીએ ? એવી જ રીતે આધળો માણસ પણ ઘડાને સ્પર્શથી જાણી શકે છે, સ્પર્શદ્વારા ઘડાનુ અનુમાન કરી લે છે આધળાને સ્પર્શેન્દ્રિયદ્વારા સ્પર્શનો પ્રત્યક્ષ થાય છે આ સ્પર્શ અને આકૃતિ ઘડાની જ છે, એમ સમજીને આ ઘડો છે એમ તે માને છે ખરી રીતે ઘડો પ્રત્યક્ષ નથી પણ ઘડાનો ગુણ પ્રત્યક્ષ છે

એવી જ રીતે દૂર પડેલી સાકરની ગાગડી અને મીઠાની કણીને જીભ ઉપર મૂકવાથી આ સાકર છે અને આ મીઠુ છે, એમ માણસ જાણી શકે છે તેનો ફરક આખથી સમજાતો નથી પણ જીભથી જણાય છે જીભ શુ ગ્રહણ કરે છે ? તે વસ્તુનો રસ રસ એ ગુણ છે અને જીભદ્વારા તેનો પ્રત્યક્ષ થાય છે તે ગુણદ્વારા વસ્તુ પણ પ્રત્યક્ષ મનાય છે પણ ખરી રીતે વસ્તુ પ્રત્યક્ષ નથી પણ ગુણનો પ્રત્યક્ષ થવાથી ગુણી વસ્તુનુ અનુમાન થાય છે આવો સ્વાદ છે માટે સાકર છે અને આવો સ્વાદ છે માટે મીઠુ છે, એમ જણાય છે

નાસિકાદ્વારા કસ્તૂરી, ફૂલ વગેરે ગ ધવાળી ચીજોનુ જ્ઞાન થાય છે ખરી રીતે નાક તો ગ ધને ગ્રહણ કરે છે એટલે નાસિકાદ્વારા ગ ધ પ્રત્યક્ષ છે અને ગ ધદ્વારા ગ ધવાળી ચીજોનુ અનુમાન થાય છે એમ સ્પર્શેન્દ્રિય સ્પર્શને પ્રત્યક્ષ કરે છે અને તે દ્વારા સ્પર્શવાળી ચીજોનુ અનુમાન થાય છે જેમ આખ મીંચીને-બ ધ કરેલી હોવા છતા મખમલ આદિના સ્પર્શથી આપણે જાણી શકીએ છીએ કે આ મખમલ છે, આ રેશમ છે, આ કપડુ છે તેમજ શબ્દને કાન પ્રત્યક્ષ કરે છે અને શબ્દ શ્રવણથી શબ્દવાળી ચીજોનુ અનુમાન થાય છે જેમ દૂરથી શ ખાદિનો શબ્દ સાભળીને આપણે જાણીએ છીએ કે-આ શ ખ વાગે છે, આ તબલા વાગે છે વગેરે, વગેરે પણ ખરી રીતે તો કાન શબ્દને જ પ્રત્યક્ષ કરે છે પણ અનુમાનથી શબ્દ વાળી ચીજો પ્રત્યક્ષ જેવી આપણને જણાય છે એમ દુનિયાની તમામ વસ્તુઓમા સમજવુ બાહ્યેન્દ્રિયોથી જે જે વસ્તુ પ્રત્યક્ષ થાય તેમા તે તે વસ્તુઓનો ગુણ બહારની ઇન્દ્રિયોથી પ્રત્યક્ષ છે તે-તે ગુણોદ્વારા તે તે ગુણવાળી ચીજ અનુમાનથી આપણને પ્રત્યક્ષ જેવી માલૂમ પડે છે ત્યારે સાર એ થયો કે-દુનિયાની તમામ ચીજો આપણને પ્રત્યક્ષ નથી પણ તેના ગુણ પ્રત્યક્ષ છે અને ગુણ પ્રત્યક્ષ હોવાથી ગુણી પણ પ્રત્યક્ષ મનાય છે જેમ બહારની ઇન્દ્રિયોથી ગુણ પ્રત્યક્ષ થાય છે તેમ મનથી પણ ગુણ પ્રત્યક્ષ થાય છે જેમ સુખ-જ્ઞાન વગેરે આત્માના ગુણોને આપણે કાનોથી સાભળી શકતા નથી, આખોથી જોઇ શકતા નથી, નાકથી સુઘી શકતા નથી, જીભથી ચાખી શકતા નથી તેમજ સ્પર્શેન્દ્રિયથી સ્પર્શી શકતા નથી, છતા સુખ-જ્ઞાન વગેરે ગુણો

આપણને પ્રત્યક્ષ છે–અનુભવસિદ્ધ છે હુ સુખી છુ, હુ આ વસ્તુને સમજુ છુ, મને આ વસ્તુનુ જ્ઞાન છે આ પ્રમાણે અનુભવસિદ્ધ, પ્રત્યક્ષ–આ ગુણો જણાય છે આ પ્રત્યક્ષ કયુ થયુ ? માનસ પ્રત્યક્ષ આ પ્રત્યક્ષને માનસપ્રત્યક્ષજ્ઞાન કહેવામા આવે છે, કેમકે આ ગુણો આત્મા સિવાય બીજાના નથી તેથી આ ગુણ આપણને પ્રત્યક્ષ થાય છે તેથી આ ગુણોનો આધાર આત્મા પણ પ્રત્યક્ષ છે ઉપરની જેમ, બાહ્ય ગુણોવાળી ચીજો બાહ્યેન્દ્રિયથી પ્રત્યક્ષ છે અને આત્મા મનથી પ્રત્યક્ષ છે

## હુ અને મારુ એ શબ્દો પણ આત્માને પ્રત્યક્ષ સિદ્ધ કરે છે

જેમ આપણે બોલીએ છીએ ' હુ છુ ' એમા હુ એટલે કોણ ? આ શરીરધારી આત્મા, પણ હુ એટલે શરીર નહિ કેવળ શરીર માટે બીજો શબ્દ વપરાય છે મારુ શરીર એટલે મારુ શરીર એ વસ્તુ જુદી છે અને હુ એ વસ્તુ જુદી છે, એમ આપણે વિચાર કરતા સ્હેજે સમજી શકીએ છીએ. જો શરીર જુદુ ન હોત તો હુ શરીર એમ બોલત, પણ એમ ન બોલતા મારુ શરીર એમ બોલીએ છીએ આત્માને નહિ માનનાર પણ એમ બોલે છે, તો એને પૂછો કે મારુ એટલે કોનુ ? એને કહો હુ શરીર એમ કેમ નથી બોલતા ? આ ઉપરથી સમજદાર માણસ સમજી શકે છે કે મારુ એટલે આત્માની માલીકીનુ શરીર આ પ્રમાણે પણ આત્મા અનુભવસિદ્ધ છે

## ગયુ શુ ? એ જનાર જ આત્મા

વળી બીજી વાત માણસ મરણ પામે છે એટલે હલન–

ચલન, પ્રયત્ન, વિચાર બધુ જ બધ થઈ જાય છે એક સેકન્ડ પછી કઈ જણાતુ નથી વિચારો ! એક સેકન્ડમા શો ફરક પડ્યો ? શરીર એ જ છે, જે સેકન્ડ પહેલા હતુ, છતા ઉઠવુ, બેસવુ, હાલવુ, ચાલવુ, હસવુ, રડવુ, બોલવુ, શ્વાસોશ્વાસ વગેરે બધુ બધ કેમ થઈ ગયુ ? લોહી છે, હાડકા છે, માસ છે, પોલ છે, ગરમી પણ હોય છે અને સોજા પણ ક્વચિત જોવામા આવે છે, એટલે પૃથ્વી, પાણી, આકાશ, અગ્નિ અને વાયુ આ પાચે તત્ત્વો વિદ્યમાન છે ત્યારે ગયુ શુ ? માટે સમજો, એ જે ગયો તે જ આત્મા

તેમજ શરીર અખડ રહે છે અને આત્મા ચાલ્યો જાય છે શરીર નાશ પામે ત્યારે જ આત્મા નાશ પામે એમ નથી જેથી શરીરના ધ્વસમા આત્માનો ધ્વસ પણ માની શકીએ નહિ અને શરીરથી ઉત્પન્ન થયેલો પણ આત્માને મનાય નહિ શરીર અખડ હોય છે અને આત્મા ચાલ્યો જાય છે અને કેટલીક વાર શરીરના અવયવો જેવા કે હાથ-પગ વગેરે તૂટી જાય તોય આત્મા કાયમ રહે છે, એટલે આત્મા જુદો છે અને શરીર એ જુદી વસ્તુ છે જેમ માણસ અને ઘર ઘર હોવા છતા માણસ ચાલ્યો જાય છે ઘર તૂટી જવા છતા માણસ જીવતો રહે છે જેમ શરીરનુ પહેરણ કપડુ છે, તેમ આત્માનુ પહેરણ શરીર છે જેમ માણસ નવા-નવા કપડા પહેરે છે, અનેક વેશ બદલે છે તેમ આત્મા કર્મના વશે જુદા જુદા શરીરો ધારણ કરે છે, અને શરીરદ્વારા કરેલા કર્મનુ ફળ આત્મા ભોગવે છે, કેમકે તેમા કર્મ કરવામા આત્માની પ્રેરણા છે,

આત્માના વિચારો છે, આત્માની પ્રવૃત્તિ છે માટે કર્તા-આત્મા છે શરીર કર્મ કરવામા સાધનભૂત છે કર્તા પણ આત્મા છે અને ભોક્તા પણ આત્મા છે

સભામાથી **પ્રશ્ન**—'આપ મુએ ડૂબ ગઈ દુનિયા' એ કહેવતનો શુ અર્થ ?

**જવાબ**—એનો ભાવ એ જ છે કે-આત્મા ગયો એટલે જગતની તમામ વસ્તુ, માલમીલ્કત, ઘરબાર, સ્વજનપરિવાર સઘળુ ય આપણા માટે નકામુ છે આત્મા એ જ પ્રધાન વસ્તુ છે આ ખોળીયામા જીવ છે તો બધુ છે અને જીવ નથી તો કઈ નથી આત્મા નીકળ્યા પછી-આ જીવ નીકળ્યા પછી આ જન્મની મહેનત બધી બરબાદ છે થોડા વર્ષના જીવન માટે ખૂબ સગ્રહ, અનીતિ, પ્રપચ-દગો ઇત્યાદિ અનેક પ્રકારના પાપો આપણે કરીએ છીએ, તેના કટુ ફળો આત્માને અનેક જન્મોમા ભોગવવા પડે, દુખી થવુ પડે અને સગ્રહ કરેલી ચીજો, અહીંઆ જ પડી રહે આત્મા બધુ મૂકીને ખાલી હાથે ચાલ્યો જાય આ વસ્તુ ખૂબ વિચારણીય છે, માટે આપણા જીવનમા ખૂબ સારા-ઊચા કામો કરી લેવા જેથી આત્મા હમેશના માટે સુખી થાય

**શકા-સમાધાન**—પ્રદેશી રાજાના પ્રશ્નો અને કેશી મહારાજાએ આપેલા ઉત્તરો

પ્રદેશી રાજા મહાન્ બુદ્ધિશાળી હતો, છતા આત્માની શ્રદ્ધા ન હોવાથી હિંસાદિ પાપકાર્યોમા ખૂબ આસક્ત હતો પોતાના ચિત્રસારથી નામના મત્રીની પ્રેરણાથી શ્રી કેશી-ગણધર મહા

રાજનો સુયોગ સાપડ્યો પરદેશી રાજા કેશી ગણુધર મહારાજને નમસ્કાર કરીને બેઠા અને પ્રશ્નો પૂછવા લાગ્યા તેમણે કેશી ગણુધર મહારાજને પ્રશ્ન કર્યો—

પૂ ગુરુદેવ ! આપના કહ્યા પ્રમાણે હિંસાદિ–અધર્મના કાર્યો કરનાર નરકમા જાય છે અને દુખી થાય છે, તો મારા પિતા અધર્મી હતા, નાસ્તિક હતા, આત્મા વગેરેને નહોતા માનતા, હમેશા હિંસાદિ કાર્યોમા જ રક્ત રહેતા હતા, આપના કહ્યા મુજબ મારા પિતા જરૂર નરકે ગયા હશે અને દુખી થતા હશે મારા પિતાને મારા ઉપર ઘણો જ પ્રેમ હતો તો તેઓ મને અત્યારે કહેવા કેમ નથી આવતા કે હે પુત્ર ! હુ અધર્મ કરવાથી દુર્ગતિમા ગયો છુ અને દુખ ભોગવી રહ્યો છુ માટે તુ પાપ ન કરીશ મારા પિતાએ મને કોઈ દિવસ આવીને એમ કહ્યુ નથી માટે હું માનુ છુ કે પરલોક નથી

કેશી ગણુધર મહારાજ જવાબમા જણાવે છે કે—રાજન્ ! એક ચોરે ચોરી કરી જેથી તેને જન્મકેદની સજા કરવામા આવી ચોરી કરવાથી પોતે કેદમા પૂરાયો છે, દુખી થઈ રહ્યો છે એ વાત પોતાના બાળબચ્ચાઓને એ જણાવી શકતો નથી તેમ તમારા પિતા પણ કર્મવશ નારકીની વેદના સહન કરતો થકો–કર્મથી પરતત્ર હોઇને આવી ન શકે, તમને જણાવી ન શકે તેથી પરલોક નથી એમ કહી ન શકાય

પ્રદેશી રાજા જણાવે છે–ભગવન્ ! એ વાત ઠીક છે પરતુ મારી માતા જૈનધર્મની રાગી હતી, ધર્મચૂસ્ત હતી–ધર્મિષ્ઠ હતી આપના મત પ્રમાણે જરૂર તે દેવલોકમા ગઇ હશે અને દેવો તો સુખી અને સ્વતત્ર હોય છે મારા પર મારી માતાનો

પણ ઘણો જ પ્રેમભાવ હતો અને હિંસા વગેરે ન કરવા વાર વાર સમજાવતી હતી હવે મારી માતા દેવલોકમા ગયા પછી કેમ કોઈ દિવસ અહીં કહેવા આવતી નથી ? તેથી હું માનુ છુ કે પરલોક જેવી ચીજ નથી

કેશી મહારાજ—રાજન્ ! ઘોડા ઉપર બેસીને ફરતાફરતા તમે ચમારવાડામા પહોચી ગયા, જ્યા માથુ ફાટી જાય તેવી સખ્ત દુર્ગંધ મારતી હોય એવુ એ ગંદુ સ્થાન હોવાથી તમે પૂરજોશથી ઘોડો દોડાવ્યો અને રાજમહેલ તરફ આવી પહોચ્યા સ્નાનાદિ ક્રિયા કરી—હાઇ ધોઇ સુંદર પોષાક પહેરી રાજસભામા બેઠા ત્યા તમે રૂમાલ ખોળવા લાગ્યા, પણ રૂમાલ ન જડ્યો તમને યાદ આવ્યુ કે—જરૂર રૂમાલ ચમારવાડામા પડી ગયો લાગે છે શુ તમે ત્યા રૂમાલ ગોતવા માટે જાવ ખરા ? એવા અપવિત્ર ઉકરડા જેવા સ્થળે દુર્ગંધીમા પડેલા રૂમાલને લેવા તમે ઇચ્છો પણ નહિ અને લેવા માટે માણસ પણ ન મોકલો રૂમાલ ગમે તેવો સુંદર હોય—તમે લેવા જવા માટે સ્વતંત્ર છો છતા તમે લેવા જતા નથી તેથી તમે નથી એમ ન મનાય, તમે હયાત છો એમ દેવતાઓ પણ સ્વર્ગમા ગયા પછી અહીંઆ ખબર આપવા આવતા નથી, કારણ કે ત્યાના ભોગ—વિલાસજન્ય સુખો અપૂર્વ કોટિના હોય છે અને અહીંઆ ભારે દુર્ગંધી છે મનુષ્ય લોકની દુર્ગંધ ૪૦૦—૫૦૦ જોજન ઉંચી ઉછળે છે, તેથી કોઇ પૂર્વજન્મના અપૂર્વ સ્નેહ વગર, અથવા કોઈ મહર્ષિના ઉચ્ચ કોટિના તપ—ત્યાગ વગર અથવા કોઈ મંત્રના આકર્ષણ વગર દેવતાઓ અહીંઆ આવતા નથી તેથી દેવલોક નથી કે બીજો જન્મ નથી એમ માની શકાય નહિ

જ્યારે અહીંના તુચ્છ ભોગોમા પણ આસક્ત બનનાર એક સ્રીને મૂકીને પરદેશમા વસનાર ત્યાની સુદર સ્રીમા આસક્ત બની અહીંની સ્રીને ખબર પણ આપતો નથી, સ્રી, બાળ-બચ્ચા બધાને ભૂલી જાય છે, તેમની વાત પણ તેને પસદ પડતી નથી ત્યારે સ્વર્ગના અપૂર્વ ભોગવિલાસમા આસક્ત બનેલા દેવો મનુષ્યલોકમા આવે નહિ અને ખબર ન આપે એમા નવાઇ શી ?

પ્રદેશી રાજા—ભગવન્ ! એક ચોરને ચોરીના ગુનાવી પકડ વામા આવ્યો તેને દેહાત દડની સજા કરવામા આવી એ ચોરના શરીરના કકડે કકડા કરીને જોયુ, શરીરને ચીરીને જોયુ પણ આત્મા શરીરના કોઈ પણ ભાગમા જોવામા ન આવ્યો જેથી આત્મા છે એમ શી રીતે મનાય ?

ગુરુદેવે જવાબ આપ્યો-રાજન્ ! અરણીના બે લાકડાને પરસ્પર ઘસવાથી અગ્નિ પ્રગટ થાય છે, પણ એ અરણીના લાકડાને ચીરવામા આવે તો તેમા અગ્નિ જણાતો નથી પણ તેમા અગ્નિ છે કે નહિ ?

રાજા—છે જરૂર

ત્યારે ગુરુદેવે કહ્યુ-અગ્નિ કેમ દેખાતો નથી ? જ્યારે પરસ્પર ઘસાય ત્યારે અગ્નિ પ્રગટે અને તે આપણે જોઇ શકીએ છીએ જેમ-અરણીમા રહેલો રૂપી અગ્નિ જ્યારે નથી દેખાતો ત્યારે શરીરમા રહેલો અરૂપી આત્મા શી રીતે દેખાય ?

રાજા—ગુરુદેવ ! એક ચોરનુ મે મરતા પહેલા વજન કર્યું અને મર્યા પછી તરત જ વજન કર્યું તો વજનમા જરાય ફરક

ન પડયો જો આત્મા જેવી ચીજ હોત તો જરૂર વજનમા ફરક પડત કારણ કે પહેલા આત્મા સહિત શરીર હતુ, હવે આત્મા વગરનુ છે એટલે વજનમા અવશ્ય ફરક પડવો જોઇને હનો પણ વજન ઘટયુ નહિ જેથી આત્મા જેવી ચીજ જણાતી નથી

ગુરુદેવ—રાજન્ ! ચામડાની ખાની મસકનુ વજન કરો અને પછી એમા પવન ભરો, ભર્યા બાદ તેનુ વજન કરો તો વજનમા જરાય ફરક નહિ પડે જ્યારે મમકમા પવન ભરાવા છતાય વજનમા ઘટવધ થતી નવી તેથી મમકમા પવન નથી એમ ન મનાય, તેવી જ રીતે શરીરમાથી આત્માના નીકળવાથી વજન ઘટયુ નહિ તેથી આત્મા નથી એમ ન માની શકાય, કેમકે આત્મા—અરૂપી છે, એમા વજન હોતુ નથી

રાજા—એક ચોરને મજબૂત કોઠીમા પૂર્યો જેને કાણુ સરખુય નહોતુ એવી કોઠી ને ચારે તરફથી સજ્જડ બધ કરી તે બધ કોઠીમા ચોરને ત્રણ દિવસ રાખવામા આવ્યો ચોથે દિવસે કોઠી ખોલી જોયુ તો ચોર મરેલો જણાયો, એના શરીરમા કીડા પડેલા હતા જો તેમા આત્મા હોત તો બધ કોઠીમાથી શી રીતે નીકળત ? કોઠીમા કાણ પણ પડયુ નહિ ત્યારે જીવ ગયો કયાથી ? તેથી જીવ-આત્મા નથી એમ સાબિત થાય છે

કેશી ગણધર—રાજન્ ! ચારે તરફથી બધ મકાનમા અથવા બધ કોઠીમા પ્રવેશ કરીને કોઇ માણસ શખ વગાડે તો તેનો અવાજ બહાર આવે કે નહિ ?

પ્રદેશી રાજા—અવાજ બહાર આવે છે

કેશી મહારાજ—રાજન્! જ્યારે બહાર જવાનો રસ્તો ન હોવા છતા કોઠીમાથી અવાજ બહાર નીકળી શકે છે અને અવાજ તો રૂપી છે ત્યારે આત્મા તો અરૂપી છે અને તે કોઠીમાથી બહાર નીકળે તો એમા વાધો શો? એને કાણા-વિવરની જરૂર નથી અરૂપી આત્મા ગમે ત્યાથી બહાર નીકળી શકે છે અને ગમે ત્યા જઈ શકે છે

આવી રીતે કેશી ગણધર મહારાજાએ યુક્તિપુરસ્સર સમજાવ્યુ ત્યારે પ્રદેશી રાજાને આત્માની શ્રદ્ધા થઇ તેથી આત્મા, કર્મ, પુણ્ય, પાપ, પરલોક આ બધી વસ્તુને તે માનવા લાગ્યો જેથી તે બહુ શ્રદ્ધાળુ અને આસ્તિકશિરોમણી બની ગયો

આ રીતે આપણને પણ કદાચ આ માની શ્રદ્ધા ન થતી હોય તો વિદ્વાન્ ગુરુઓ પાસે જઈ વિનયથી પૂછી, સમજીને નિર્ણય કરી લેવો જોઇએ અને ધર્મમા બહુ ચૂસ્ત-શ્રદ્ધાળુ બનવુ જોઇએ

કેટલાકો એમ માને છે કે-પૂર્વજન્મ હોય તો અમને પૂર્વજન્મની વાતો યાદ કેમ નથી આવતી! આપણને કોઇને યાદ આવતી નથી માટે પૂર્વજન્મ છે એમ કેમ માની શકાય? આવી માન્યતા પણ બરાબર નથી જ્યારે એક જન્મમા પણ દેખેલી, અનુભવેલી વાતો પણ આપણે ભૂલી જઇએ છીએ તેથી અનુભવેલી વસ્તુઓ નથી એમ માનતા નથી પૂર્વજન્મની વાત તો દૂર રહી પણ આપણે સૌ ગર્ભમા હતા એ વાત તો નિર્વિવાદ છે, છતા જન્મ્યા પછી ગર્ભની વાતો આપણને યાદ નથી ગર્ભમા કયા સ્થાનમા હતા? કેવી રીતે રહ્યા હતા? કેવુ

દુખ અનુભવતા હતા ? આ બધી વસ્તુઓનો આપણને જન્મ્યા પછી કઈ પણ ખ્યાલ હોતો નથી, છતા એ બધી વસ્તુ નિશ્ચિત છે ગર્ભમા દુર્ગંધીના સ્થાનમા રહેવુ, દુખ સહેવુ-ગર્ભમા પણ રડવુ-આ બધી વસ્તુઓ સત્ય હોવા છતા આપણને યાદ નથી તો ગર્ભ પહેલાની પૂર્વજન્મની વાતો આપણને યાદ ક્યાથી હોય ? કારણ કે-ભયકર દુખમા આવેલો આત્મા પૂર્વની વાતોને સ્હેજે ભૂલી જાય છે અને એકદમ મુક્ત થતા એ દુખની વાતોને પણ ભૂલી જાય છે એવો આત્માનો ભૂલકણો સ્વભાવ છે જેવી રીતે ગર્ભની વસ્તુ આપણને યાદ નથી છતા ગર્ભમા હતા એ નિશ્ચિત છે તેવી જ રીતે પૂર્વજન્મ પણ નિશ્ચિત છે ગર્ભ અને પૂર્વજન્મ આપણને યાદ નથી તેથી તેનો નિષેધ થઈ શકે નહિ, આત્મા ભૂલી કેમ જાય છે? તે ભૂલાવનાર જ્ઞાનાવરણીય કર્મ છે આ જન્મમા પણ કેટલીક વખત એક વાત યાદ આવે છે અને પાછા આપણે ભૂલી જઈએ છીએ-યાદ કરતા પણ તે વાત યાદ આવતી નથી અને થોડીવારમા અચાનક યાદ આવે છે એમ ઘણી વખત બને છે આવી વાતો અનુભવસિદ્ધ છે ઘડીકમા યાદ આવે છે ને ઘડીકમા ભૂલાય છે। જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમભાવને લઈને યાદ આવે છે અને જ્ઞાનાવરણીય કર્મના ઉદયને લઈને ભૂલાય છે જ્ઞાનાવરણીય કર્મનો વિશેષ ક્ષયોપશમ થઈ જાય તો ઘણા વર્ષોની વાતો પણ કેટલાકને યાદ આવી જાય છે અને પૂર્વજન્મનુ જ્ઞાન પણ થઈ જાય છે, એને જાતિસ્મરણજ્ઞાન કહેવામા આવે છે, એવા પ્રકારના જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમને લઈને કોઈને અવધિજ્ઞાન પણ

થાય છે જે અવધિજ્ઞાનવડે પોતાના–પૂર્વના ભવો તથા બીજાના પૂર્વ ભવો જાણી શકાય છે અને ભવિષ્ય કાળમા થનારા જન્મો અને થનારાં ઘટનાઓ પણ જાણી શકાય છે, પણ દરેકને તેવા પ્રકારના ક્ષયોપશમ ભાવ વિના તેવા પ્રકારનુ જ્ઞાન હોતુ નથી તેથી પૂર્વજન્મ અને પુનર્જન્મ જેવી વસ્તુઓ નથી એમ ડાહ્યો માણુસ કદી પણ કહી ન શકે કોઇએ અમેરિકા અથવા યુરોપ વગેરે દેશો ન જોયા હોય તેથી અમેરિકા વગેરે નથી એમ કેમ કહી શકાય ? એકડો ઘુટનાર બાળકને સાત ચોપડીનુ જ્ઞાન હોતુ નથી તેથી તે સાતમી ચોપડીનો નિષેધ કરી શકે નહિ શિક્ષકના કથન પર વિશ્વાસ રાખવો જોઇયે અથવા તેવા પ્રકારનુ જ્ઞાન મેળવવુ જોઇએ શિક્ષકની પાસેનુ જ્ઞાન પણ શ્રદ્ધા વગર અને શિક્ષકના કહ્યા પ્રમાણે અભ્યાસ કર્યા વગર જ્યારે મળી શકતુ નથી ત્યારે અતીન્દ્રિય જ્ઞાની પુરુષોએ બતાવેલુ જ્ઞાન અને તેમને બતાવેલી વસ્તુઓ તેમના કહેલા સિદ્ધાત મુજબની ક્રિયા કર્યા વગર અને તેવા પ્રકારનુ જ્ઞાન મેળવ્યા વગર આપણે જાણી શકીએ નહિ તેથી તેનો નિષેધ કરવાનો હક્ક આપણને રહેતો નથી

કદાચ તમે કહેશો કે અમેરિકા વગેરે દેશો જોનાર માણુસ મોજુદ છે અને સાત ચોપડી ભણેલા માણુસ પણ હયાત છે તેથી તેમના ઉપર વિશ્વાસ રાખીને તેમની વાત કબૂલ કરવી પડે છે એવા પૂર્વજન્મ ને પુનર્જન્મ જાણનારા જ્ઞાની તો અત્યારે હયાત નથી તેથી આવી વાતો કોના ભરોસે માનવી ?

તો એ વાત પણ વિચારવાથી આપણને માલૂમ પડશે કે– આ દેશમા આજથી અઢી હજાર વર્ષ પહેલા એવા જ્ઞાની પુરુષો

મોજુદ હતા અને તે મહાપુરુષોએ કહેલા વચનો સિદ્ધાતમા આજે મોજુદ છે તે ઉપરથી આપણે બધુ જાણી શકીએ છીએ, કોઇ પણ કાળમા બધા માણસો તેવા જ્ઞાની હોતા નથી, છતા જાણનાર પુરુષોના ઉપર વિશ્વાસ રાખીને બધુ માનવામા આવે છે જ્યારે વર્તમાન કાળના પુરુષો ઉપર વિશ્વાસ રખાય છે, તે ભૂતકાળીન પૂર્વ પુરુષો ઉપર વિશ્વાસ કેમ ન રાખવો ? જ્યારે હજારો વર્ષના ઇતિહાસ ઉપર આજે આપણને વિશ્વાસ છે તો હજારો વર્ષ પહેલાના લખેલા આપણા સિદ્ધાતો ઉપર આપણને વિશ્વાસ કેમ ન હોય ? પૂર્વના ઘણા પુરાણા સિદ્ધાતો મા કહેલી વાતો આજે સાયન્સ-વિજ્ઞાનદ્વારા સિદ્ધ થાય છે જેમ પાણીમા જીવ, વનસ્પતિમા જીવ, પરમાણુ શક્તિ, શબ્દની અપૂર્વ શક્તિ, ધર્માસ્તિકાય નામનો પદાર્થ વગેરે વગેરે જે ભૂતકાળમા જૈન સિદ્ધાતમા બહુ સ્પષ્ટ રીતે બતાવેલા છે તે જ વાતો આજ સાયન્સ-વિજ્ઞાન બહુ મહેનતથી સિદ્ધ કરી રહ્યુ છે અને તે જ વાત સિદ્ધ થાય છે

જ્યારે ભૂતકાળમા એવા યત્રો કે મશીનો નહોતા ત્યારે જે જ્ઞાની પુરુષોએ આવી બારીક વાતો બહુ સ્હેલાઇથી જાણીને બહુ જ સ્પષ્ટ રીતે કહી છે, તે જ જ્ઞાની પુરુષોએ, આત્મા, પુણ્ય, પાપ, કર્મ અને તેનુ ફળ-કર્મની વિશિષ્ટ શક્તિ, જન્મ અને મરણ, પૂર્વજન્મ ને પુનર્જન્મ, આત્માની અમરતા, કર્મકર્તૃત્વ, કર્મભોકતૃત્વ વગેરે તમામ વસ્તુઓ બતાવી છે તે વસ્તુઓના ઉપર વિશ્વાસ કેમ ન રાખવો ? આજે પણ કર્મનુ ફળ સાક્ષાત્ દેખાય છે એક સુખી એક દુઃખી, એક રોગી એક નિરોગી, એક બુદ્ધિશાળી એક મૂર્ખ, એક ઓછી બુદ્ધિવાળો એક વધારે બુદ્ધિવાળો

માણસ એક વખત રોગી બને છે, દવા લાગુ પડે છે, નિરોગ થાય છે, એક વખત દવા નથી લાગુ પડતી, તેની તે દવા પણ અસર કરતી નથી, રોગ વધતો જાય છે ને મૃત્યુ પામે છે જરાય રોગ હોતો નથી ને મૃત્યુવશ થાય છે અને બહુ રોગી માણસ ઘણા વર્ષ જીવે છે એક વખત જે માણસ કમાય છે તે જ માણસ બીજી વખત ખોવે છે એનો એ ધધો ને એની એ મહેનત હોવા છતા કમાઈ શકતો નથી તે જ માણસ એક વખત ઓછા સાધને અને ઓછી મહેનતે કમાય છે કેટલાએકને વગર મહેનતે પણ દત્તક જવાથી લાખોની મિલ્કત મળી જાય છે વગર મહેનતે પણ રાજગાદી મળી જાય છે એવા પણ દાખલાઓ દુનિયામા મોજુદ છે એક જ માણસ ઘડીમા સુખી ને ઘડીમા દુખી થાય છે ઘડીમા રડાવનારા સયોગો મળે છે અને ઘડીમા હસાવનારા સયોગો પ્રાપ્ત થાય છે અણધાર્યું સુખ ને અણધાર્યું દુખ આવી પડે છે ધારણામા હોય તે બગડી જાય છે કેટલા એક ઉમરભર ઇચ્છાઓ કરે છે, મનોરથો સેવે છે ઘણી ઘણી મહેનત કરે છે છતા કોઈ ઇચ્છા પૂરી થતી નથી ને પોતે ખતમ થાય છે કેટલાએકને વગર માગ્યે વગર મહેનતે બધુ મળે છે આ બધુ કર્મનુ સાક્ષાત્ ફળ છે પુણ્ય પાપનુ સાક્ષાત્ ફળ છે, છતા તે માનવામા આનાકાની શેની હોય ? કરેલા કર્મો અહીં પણ ફળે છે અને આવતા જન્મમા પણ ફળે છે આ જન્મમા નહિ કરેલા પૂર્વ જન્મમા કરેલા કર્મો આ જન્મમા પણ ફળે છે, આવતા જન્મમા પણ ફળે છે કર્મનુ ફળ પોતાને જ ભોગ વવુ પડે છે જેમ કોઈને ૧૦૫ ડીગ્રી તાવ આવે-પેટ દુખે કે માથુ દુખે તેનો ભાગ કોઈ લઇ શકતુ નથી પોતાને જ બધુ

ભોગવવુ પડે છે આ બધા કર્મના પરિણામો–ફળો છે કરેલા કર્મોની મુદત પાકે ત્યારે તે ફળ આપે છે ( મુદત એટલે અબાધાકાળ ) આ જન્મમા મુદત પાકે તો આ જન્મમા ફળે અને બીજા જન્મમા મુદત પાકે તો બીજા જન્મમા ફળે

આ વિષયમા કેટલાક માણસો કલ્પનાના ઘોડા દોડાવે છે તેઓ કહે છે કે–આ જન્મમા કરેલા કર્મો આ જન્મમા જ ભોગવાઈ જાય છે તેથી કઈ બીજો જન્મ નથી, પણ વિચાર કરતા માલૂમ પડશે કે–આ વાત પણ બરાબર નથી કેમકે–આ જન્મમા કરેલા કર્મો આ જન્મમા જ ભોગવાતા હોય તો મરણસમયે કરેલા કર્મો ક્યારે ભોગવવાના ? આ રીતે પણ બીજો જન્મ માનવો જ પડશે, માટે આવી રીતે કલ્પનાઓ કરી અને ખોટા તર્કો કરી, પોતાની શ્રદ્ધાને મલિન કરવી એ ડાહ્યા માણસનુ કામ નથી દુનિયાના તુચ્છ અને ક્ષણભગુર કામભોગોની વાસનાને આધીન થઈને આવા ભોગોને નહિ છોડવાની બુદ્ધિએ આવી કલ્પનાઓ કરવી પડે અને પરમાત્મા જિનેશ્વરદેવના વચનોથી વિરુદ્ધ ચાલવુ પડે આવી રીતે મરજી મુજબ કાલ્પનિક વૃત્તિ રાખીએ અને ગમે તે પાપો કરીએ તેથી પાપ કર્મ આપણને છોડી નહિ દે, કરેલા કર્મો દરેકને રડી રડીને પણ ભોગવવા જ પડે છે, માટે કર્મ બાધતા વિચાર કરો, પાપકર્મ કરતા ડરો, પરલોકનો ખ્યાલ રાખો અને ધર્મમા લીન બનીને આત્માને શુદ્ધ કરો કર્મોને આપણે જોઈ શકતા નથી, પુણ્ય પાપને આપણે જોઈ શકતા નથી છતા તેનુ ફળ ઉપર કહ્યા મુજબ સાક્ષાત્ છે

સભામાથી પ્રશ્ન–એક પત્થર પૂજાય છે ત્યારે બીજો અથડાય છે, ટીચાય છે જડમા આમ ફેરફાર કેમ ?

ઉત્તર–જેઓ પત્થરમા જીવ ન માનતા હોય એમની પાસે આવો પ્રશ્ન થાય આપણે તો પત્થરમા, પાણીમા, અગ્નિમા અને વનસ્પતિ વગેરેમા જીવ માનીએ છીએ પત્થરમા–તે પૃથ્વી કાયમા પણ જેનો પુણ્યનો ઉદય હોય તે પૂજાય, જેનો પાપનો ઉદય હોય તે ટીચાય છે જીવ ગયા પછી પણ તેનુ પુણ્ય પાપ કામ કરે છે અહીંઆ પણ આપણે જોઈયે છીએ કે પુણ્યશાળી પુરુષોના દેહનો સ કારપૂર્વક ચદન વગેરેના લાકડાથી અગ્નિ સસ્કાર થાય છે અને પાપના ઉદયવાળા રખડી મરે છે

અહીંઆ એક વાત સમજવાની છે કે–વિષય સુખ–દુ ખના અનુભવનો ચાલે છે સુખ દુ ખના અનુભવમા પુણ્ય પાપ સાક્ષાત્ કામ કરે છે અને એ સુખ દુ ખનો અનુભવ આત્માને હોય છે, જડ ચીજોને નહિ મટે ત્યા સાક્ષાત પુણ્ય પાપનો પ્રશ્ન ટકી શકતો નથી છતા ત્યા પણ પર પરાએ તો તે જીવોના પુણ્ય પાપનુ કારણુ મનાય

કેટલાકો એમ પણ કહે છે કે–ધર્મ, નીતિ, નિયમો વિ૦ દુનિયાની વ્યવસ્થા સાચવવા ` ` તે છે
ધર્મ, નીતિ વગેરે વસ્તુઓ
છે હા, તેથી દુનિયાની પણ
વર્ણનથી રહેજે સમજી શ
પાપ છે પુણ્ય પાપનુ ફળ
છે સ સારમા ભટ

છે કમના નાશથી મુક્તિ છે, માટે કર્મ તોડવા માટે હરેક આત્માએ સારી રીતે ધર્મની આરાધના કરવી જરૂરી છે જીવનમા ધર્મ છે તો બધુ છે ધર્મ નથી તો કઈ નથી, જીવન નકામુ છે દુનિયાના સુખો પણ ધર્મના પ્રભાવે મળે છે અહીંઆ જાહોજલાલી, આબાદી, ઋદ્ધિસિદ્ધિ અને પરલોકમા સદ્ગતિ, અને ક્રમે-ક્રમે મુક્તિ, આ બધો પ્રતાપ ધર્મનો છે

દુનિયામા ઇજ્જતના માટે પણ લોકો નીતિ અને સદાચાર રાખે છે, તો આપણે આત્માની શુદ્ધિના માટે કેમ ન રાખીએ? જડના વિકાસ માટે દુનિયા મોટો ખર્ચ અને ઘણી મહેનત કરે છે તો આત્મવિકાસ માટે આત્માને માનનારે શા માટે મહેનત ન કરવી? દુનિયામા ઘણી મહેનત કર્યા છતા નસીબ વગર કઈજ મળતુ નથી, અને પુણ્ય બળ હોય તો દેવો પણ ખેચાઈને આવે છે અને નિધાનો પણ આવીને મળે છે જ્યારે વસ્તુપાળ તેજપાળ જમીનમા સોનામહોરોનો ચરુ દાટવા જાય છે પણ જ્યા જમીન ખોદે છે ત્યાથી બીજો ચરુ મળે છે આ બધો પુણ્યનો પ્રભાવ છે ચિત્રાવેલી, રૂદતી અને દક્ષિણાવર્ત શંખ જેવી વસ્તુઓ પણ દુનિયામા મોજુદ છે છતા ભાગ્ય વિના મળતી નથી અને ભાગ્યશાળીને વિના માગ્યે મળે છે માટે કોઇ પણ જાતના દુરાગ્રહને વશ ન થતા ખૂબ શ્રદ્ધાથી પુણ્યના કાર્યો કરવા એ આપણી ચોકખી ફરજ છે

પરદેશી રાજાની વાત આપણે આગળ કહી ગયા પરદેશી રાજાએ સમજ્યા છતા પણ જરા કદાગ્રહ કર્યો, કેશીગણધર મહારાજને જણાવ્યુ-ગુરુદેવ! આપની વાત સાચી છે, પણ અમારે ત્યા તો સાત પેઢીથી નાસ્તિકતા ચાલી આવે છે હું

નાસ્તિક, મારો બાપ નાસ્તિક અને મારા દાદા, પડદાદા વિગેરે પણ નાસ્તિક હતા–આ પરંપરાની નાસ્તિકતા કેમ છૂટે ?

કેશી મહારાજે ચાર માણુસના દૃષ્ટાંતથી સમજાવ્યું કે– રાજન્ ! સાભળ એક વખત ચાર માણુસ પરદેશમા કમાવા માટે નીકળ્યા રસ્તામા એક લોખંડની ખાણુ આવી. ચારે યે લોખંડ લેવાય એટલુ લીધુ આગળ ચાલ્યા ત્યા તાબાની ખાણુ આવી ત્રણ જણાએ લોખંડ પડતુ મૂક્યુ અને તાબુ ઉપાડયું એકે કહ્યુ–મારે તો મૂકવુ નથી, જે લીધુ તે લીધુ ત્યાથી વળી આગળ ચાલ્યા ત્યા ચાદીની ખાણુ આવી પેલા ત્રણ જણાએ તાબુ મૂકી દઇને ચાદી લીધી પેલા લોખંડવાળાને પણ ચાદી લેવા કહ્યુ ત્યારે તેણે જવાબ આપ્યો તમે તો ભોળા છો ઠેકાણા વગરના છો ઘડીકમા આ ને ઘડીકમા આ મને એ ન પાલવે મે તો લીધુ તે લીધુ એણે લોખંડ ન મૂક્યું ચારે જણા આગળ ચાલ્યા આગળ જતા સોનાની ખાણુ આવી ત્રણે જણે ચાદીના કકડા પડતા મૂકયા અને સોનુ લેવાય એટલુ લીધુ પેલા લોખંડવાળાને પણ સમજાવ્યુ કે–અલ્યા, તુ પણ સોનુ લઇ લે, લોખંડ મૂક કોરાણે આ સાભળી પેલા લોખંડવાળાએ જવાબ આપ્યો તમે તો ઢગધડ વગરના છો, ઘડીઘડી ફેર ફાર કરો છો મને એ ન પાલવે મે તો જે લીધુ તે લીધુ પેલા લોકોએ હિતબુદ્ધિથી ઘણુ સમજાવ્યુ છતાએ ભાગ્યહીન મૂરખ ન સમજ્યો, અને સામો જવાબ આપે છે કે–મે તો પકડયુ તે પકડયુ

આમ ચારે જણ જંગલો વટાવતા પોતાના દેશમા પાછા ફરે છે પેલા ત્રણ જણા, સોનુ વેચીને મોજમજા કરે છે અને

સુખમા રહે છે ત્યારે પેલો લોખડવાળો તે જોઈને ઘણો ઝૂરે છે

કેશી ગણધર ભગવાન, પરદેશી રાજાને કહે છે કે–હે રાજન્! આ ચારમા બુદ્ધિશાળી કોણ ? રાજાએ જવાબ આપ્યો–ગુરુદેવ ! લોખડવાળો મૂર્ખ અને બીજા ત્રણ જણા ડાહ્યા આ વાત રાજાના ગળે ઉતરી ગઈ અને તરત જ રાજા સમજી ગયો બીજા દિવસે પોતાના અતેઉરની સાથે સભામા આવીને તેણે જૈન ધર્મનો સ્વીકાર કર્યો અને આસ્તિકશિરોમણી બની ગયો. કાળક્રમે તે એટલો બધો સહનશીલ બ યો કે તેની રાણી સૂર્યકાતાએ તેને ઝેર આપ્યુ, તે વાતની રાજાને ખબર પડી કે–આ કામ રાણીનુ છે છતા તેના ઉપર જરા પણ રોષ ન કરતા અપૂર્વ ક્ષમા ધારણ કરી, સમભાવમા લીન બની કાળ કરીને પહેલા દેવલોકમા સૂર્યાભ નામના વિમાનનો માલીક મહાન્ ઋદ્ધિવત દેવ થયો આજે પણ તે દેવપણે મોજુદ છે મહાન્ સુખી દશામા પણ ધર્મની શ્રદ્ધામા ચૂસ્ત છે

કેવો સુદર એ જમાનો હતો અને કેવી ત્યારની સરળતા હતી કે સાચુ લાગતા જ સૌ તેનો સ્વીકાર કરતા આજે વસ્તુ તદ્દન વિપરીત છે મગજમા ઠસેલી માન્યતાઓને જૂઠી જાણવા છતા પણ છોડવી મુશ્કેલ પડે છે સમજાવનારને જવાબ કેમ આપવો ? એ જ ધ્યાન રહે છે ખોટા કુતર્કો કરી સાચી વસ્તુને તોડવાની બુદ્ધિ રહે છે, પણ તે કલ્યાણનો માર્ગ નથી સાચી વસ્તુ સ્વીકારવી તે જ આપણી ફરજ છે

આજે કેટલાકો સમજે છે છતા પાપને છોડી શકતા નથી વિષયવાસનાની ધૂનમા છોડવુ ભારે પડે છે તેઓએ પણ પોતાના આત્માને સમજાવવો જોઇયે હે ચેતન ! અહીંઆ તારાથી સ્વાદ છૂટતો નથી, ક્ષણભંગુર શરીરના માટે તુ અભક્ષ્યનુ ભક્ષણ કરે છે, અપેય પદાર્થોનુ પાન કરે છે અને ખોટે રસ્તે જાય છે તને સદાચાર નથી ગમતો બુરાઈનાં કામો કરે છે ધર્મવિહીન બની, અનીતિ, જૂઠ ને પ્રપચમા મ્હાલે છે, પાપ કર્યે જ જાય છે પણ યાદ રાખ ! આનુ પરિણામ ભયકર છે આ પાપના કાર્યોથી તારે દુર્ગતિમા જવુ પડીશ, દુખી થવુ પડશે, રોગી થવુ પડશે, નિર્ધન થવુ પડશે, કગાલ હાલતમા જીવન ગુજારવુ પડશે, ખાવાને ટુકડો નહિ મળે, પહેરવાને કપડા નહિ મળે, રહેવાને મકાન નહિ મળે ત્યારે તારી શી દશા થશે ! જો મરીને જાનવર થયો તો માસાહારીઓ તથા કસાઈઓ તને ચીરી નાખશે, મારશે, તુ ચીસો પાડીશ, ત્યા તારુ કઈ પણ નહિ ચાલે જો મરીને કુકડો કે કબુતર થયો તો માસા હારીઓ તને ગરમ પાણીની તપેલીમા નાખી નાખશે ત્યા તુ તરફડી તરફડીને મરીશ ત્યા કોઈ તારો બચાવ નહિ કરે જો મરીને નારકી થયો તો પરમાધામીઓ તારા શરીરના ટુકડે ટુકડા કરી નાખશે, તને ચીરી નાખશે, ફાડી નાખશે, કાપી નાખશે અને છુદી નાખશે તુ ગમે તેટલી બૂમો પાડીશ પણ એ પરમાધામીઓને દયા નહિ આવે ત્યા કોઈ બચાવી નહિ શકશે. ત્યા કોઈ તારો રક્ષણહાર નહિ મળે. હજારો વર્ષો સુધી તીવ્ર દુખો ને તીવ્ર વેદના તારે સહવી પડશે તારુ કઇ નહિ ચાલે માટે તુ સમજ પાપના ફળો ભયકર છે માટે પાપના કાર્યો છોડ !

છોડ !! છોડ !!! આ રીતે આત્માને સમજાવીને પણ પાપને તિલાજલિ આપો અને ધર્મની ખૂબ ખૂબ આરાધના કરો

## જડવાદ ઘોર સહારક છે

જો તમારે સારુ ફળ લેવુ હોય તો બીજાને ધની, સુખી દેખીને તેની ઇર્ષ્યા ન કરો, કોઇનુ બૂરુ ન કરો, મૈત્રીભાવનાને જીવનમા કેળવો, પુણ્ય પાપને માનો અને સિદ્ધાત મુજબની કરણી કરો, જ્ઞાન, દર્શન, સુખ અને વીર્ય એ આત્માના ગુણો છે, એને વિકસાવો-પ્રગટાવો

તપ એ આત્માનો ગુણ કે ખાવુ એ આત્માનો ગુણ ? ખાવાનુ તો અનાદિ કાળથી ચાલુ જ છે, છતા તૃપ્તિ થઈ નથી

## જડવાદમા શુ છે ?

લડાઈ ઝગડા, હજારોની ખૂનામરકી, દુનિયાની ધમાલ આ બધુ શાને આભારી છે ? જડવાદને આભારી છે ચૈતન્યવાદ જેટલો વધશે તેની જ શાતિ, સમાધિ અને આબાદી વધશે જડવાદના વિકાસનુ પરિણામ આજે નજરે જોવાય છે અણુ બૉમ્બ, ગૅસ આ શુ છે જેનાથી લાખોનો ઘાણ વળે છે, અબજોની મિલ્કત પાયમાલ થાય છે આ વસ્તુઓ કઇ નવી નથી પૂર્વના ઋષિમુનિઓ-મહાપુરુષો આ તમામ જાણતા હતા કૌટિલ્યનુ અર્થશાસ્ત્ર કે જે બે હજાર વર્ષનો પુરાણો ગ્રંથ છે, તેમા તમામ વસ્તુઓ બતાવવામા આવી છે સામા શત્રુની પ્રજાને ગુગળાવવા માટે તેમા ગૅસના ઉપાયો બતાવવામા આવ્યા છે પ્રાચીન કાળમા એક તીર ફેકતા જ આગ-આગ ફાટી નીકળે એક તીરથી પાણી-પાણી થઈ લોકો તેમા ડૂબી જાય પૂર્વના

પુરુષો આ વિજ્ઞાન જાણતા હતા પણ સાથે-એ માનતા હતા કે-આ વિજ્ઞાન એ વિનાશક છે, તેનાથી દુનિયાની બરબાદી છે માટે જ તેનો પ્રચાર ન કર્યો જડવાદના આવિષ્કારમા એક બીજાનો સહાર છે અરે ! આજે તો મરણ માથે ભમી રહ્યુ છે

ગૅસ, અણુબૉમ્બ, કિરણ, આ તમામ વસ્તુના આવિષ્કારમા- બોલો શાતિ વધવાની કે સહાર વધવાનો ? જડવાદનો જેટલો આવિષ્કાર તેટલી જ બરબાદી, હાનિ, વિનાશ અને લડાઇ, વધવાની જડવાદ વધે એટલે એક દેશ બીજા દેશને દબાવે, પરસ્પર ભય, જડવાદી પોતાનુ ઘર પણ બાળે અને બીજાનુ પણ બાળે બીજાનુ બાળવા પોતાનુ પહેલુ બાળે જ્યારે ચૈતન્યવાદી-સમજુ માણસ પોતાનુ અને પારકાનુ રક્ષણ કરે ચૈતન્યવાદમા કષાયોને જીતવાના હોય તે કોઇને ય દુશ્મન ન માને, બધાને મિત્ર માને

ચૈતન્યવાદ તારક છે જ્યારે જડવાદ સહારક છે

## ફરી ફરીને કહુ છુ કે—

યાદ રાખો કે જડવાદના જોરમા દુનિયાની પાયમાલી છે જડવાદના આવિષ્કારમા દુનિયાનો સહાર છે, જડવાદની વૃત્તિમા જગતની બરબાદી છે, ચૈતન્યવાદના જોરમા-તેના આવિષ્કારમા જગતમા શાતિ છે, આબાદી છે અને તેમા જ સાચુ સુખ સમાયેલુ છે ચૈતન્યવાદમા મોજ છે, સમૃદ્ધિ છે, સરક્ષણ છે. ન્યાયનીતિ, સદાચાર અને ધર્મ તમામ એમા સમાયલા છે તેમા વૈરવિરોધ નથી, પણ મૈત્રીભાવ છે, ચૈતન્યવાદી ભલે

થોડા હોય પણ એજ કિંમતી છે હીરા થોડા હોય છે પણ કિંમત એની જ અંકાય છે, નહિ કે પથરાની

હવે આ વિષયમા એક દ્રષ્ટાંત કહી આજનુ વ્યાખ્યાન સમાપ્ત કરીશુ ભાવનગરના ના વિજયસિંહ રાજાના રાજ્ય કાળનો આ બનાવ છે એક વખત મહારાજા વિજયસિંહ બાગ-બગીચામા ફરવા નીકળ્યા હતા જે ઘોડા ઉપર તેઓ સ્વાર થયા હતા તે ઘોડો બહુ વેગવાળો હતો પણ તેને અવળી શિક્ષા આપવામા આવી હતી મહારાજા એ વાતથી અજાણ હતા ઘોડાએ ભરજંગલમા રાજાને મૂકી દીધા ખૂબ દૂર નીકળી ગયા વખત ખૂબ વીતી ગયો રાજાને ભૂખ પણ કકડીને લાગી હતી તૃષાથી ગળુ સુકાઇ ગયુ હતુ સૂર્યના તાપે રાજાને હેરાનપરેશાન કરી નાખ્યા હતા ચારે બાજુ નજર નાખતા થોડા ઝુંપડા ઉપર દ્રષ્ટિ પડી મહારાજા ત્યા ગયા લોકો ભેગા થઇ ગયા રાજાએ પાણી માગ્યુ પણ એ જંગલી માનવીઓ પાણી કોને કહેવાય એમ સમજતા નહોતા છેવટે રાજાએ ઇશારાથી સમજાવ્યુ ત્યારે સમજ્યા

આ આપણો આર્ય દેશ છે એ આર્યદેશના રબારીઓમા પણ આર્ય સંસ્કૃતિ હતી દીન દુખીના દુખ દૂર કરવા, ભૂખ્યાને અન્ન આપવુ, તરસ્યાને જળપાન કરાવવુ એ તો આ દેશના માનવોમા ગળથુથીમા મળેલા સંસ્કારો છે જગતમા ભલે અંધકાર વ્યાપેલો હોય પણ પોતાના ઓરડામા જો નાનો દીપક પણ જ્વલંત હોય તો એ પણ પ્રકાશ પાથરે છે, માટે ચૈતન્યવાદી ભલે થોડા હોય પણ જો એ વાદને

દીપકની જેમ જવલત રાખશે તો જરૂર અજ્ઞાનરૂપ અધ કારને હડસેલી મૂકશે ચૈતન્યવાદ ગયો તો સમજો કે મુડદા ને આપણામા કઈ જ ફરક નથી પ્રાણુના ભોગે પણ ચૈતન્યવાદ ટકાવવો એ આપણી પહેલી ફરજ છે સાચા માણુ છે ચૈતન્યની માન્યતા વગરની શાતિ એ મુડદાની શાતિ છે મૂઠીભર માનવો પણ જો ચૈતન્યવાદને વળગી રહેશે તો જડવાદમા ઝૂકેલી આજની દુનિયા જ્યારે ભયકર અધકારમા અથડાશે, પરસ્પર પાયમાલ થશે, લોહીની નદીઓ વહેશે ત્યારે તેઓ ભારે ઉપકારી થઇ પડશે અને સમજાવી શકશે કે શાતિ, આબાદી કે સુખ જડવાદમા અશમાત્ર નથી પણ સાચી શાતિ, તાત્ત્વિક સુખ ને આબાદી એ આત્મદશામા રહેલી છે

પેલા રબારીઓએ રાજાનો સત્કાર કર્યો સુખાસન ઉપર બેસાડી, પાણીના બદલે તાજી છાશ અને ગરમા-ગરમ રોગરો એટલે બાજરીનો રોટલો રાજાની સમક્ષ ધર્યો ભૂખ તો કડકી ને લાગી હતી સુકો રોટલો પણ ભૂખમા મીઠો લાગે ત્યારે આ તો ગરમાગરમ રોટલો ને છાશ? પછી પૂછવુ શુ? રાજાએ આકઠ ભોજન કર્યું રાજાને આ ભોજનથી જે આનદ આવ્યો તે આનદ એના રાજમહેલમા પણ આજ સુધી નહોતો આવ્યો કારણ કે આ ભૂખથી ખાવાનુ હતુ અને રોજ તો ભૂખ વગર જે આવે તે આપટવાનુ હોય વગર ભૂખે ખાવાથી અજીર્ણ-અપચો થાય ભોજન પચે નહિ એટલે અરુચિ રહે પછી પરાણે ઠાસવાનુ હોય એમ તો ગળે ઉતરે નહિ એટલે જોઈયે ચટણી-પટણી, સત્તર મશાલા જીભના સ્વાદથી વધારે ખવાય પછી લોટા ભરે, હાફે, શ્વાસ ચઢે પાન-સીગારેટ

વગર ચાલે નહિ—શકે પછી છાતી બળી જાય. આ એક વાર નહિ પણ ઓછામા ઓછા અડધો ડઝન કપ તો જોઇયે જ

આપણા કચરાપટ્ટી ખોરાકે શરીરની શક્તિને ક્ષીણ કરી નાખી રોગો વધ્યા, ડૉકટરોના ખરચા વધ્યા કૉડલીવર ઑઇલ જેવી અભક્ષ્ય દવાઓ ગટગટાવાનુ મન થયુ આજના સિનેમા નાટકે, વિષયવિકારની ભાવનાને પ્રદીપ્ત કરી આજની નૉવેલોએ જીવનને વિકૃત બનાવ્યુ આજના ભણતરે માણસને સ્વચ્છંદ બનાવ્યો અનીતિ વધી એટલે ભાવનાઓ બગડી ધર્મકર્મને ભૂલ્યા એકેક વસ્તુ આપણને પાયમાલ કરનાર છે પણ આખ ક્યા ઉઘડે છે? આજ તો દીવો લઇને કૂવે પડવા જેવી સ્થિતિ થઇ છે

રાજાને રબારીના ભોજનથી ભારે તૃપ્તિ થઇ એ લોકોનો ઘણો ઉપકાર માન્યો રાજા ત્યાથી રવાના થાય છે રવાના થતા સૌને જણાવ્યુ—અલ્યા! ભાવનગર જાણો છો કે નહીં? હુ ત્યાનો રાજા છુ મારુ નામ વિજયસિંહ છે તમે જરૂર ભાવનગર આવજો આવો ત્યારે મારુ નામ પૂછી મારા મહેલમા ઉતરજો સમજ્યાને? ઉપકારીને કેમ ભૂલાય? આ હતી આર્ય સંસ્કૃતિ આજ તો ઉપકારીનો જ નાશ થાય છે ઉપકારીઓ સામે ચેડા કાઢવામા આવે છે કૂતરા જેવુ જાનવર પ્રાણી પણ વફાદાર હોય છે માલીકનુ રક્ષણ કરે છે ત્યારે આજનો માનવી ખાય એનુ જ ખોદે છે કેટલી નપાવટતા!

ઉપકારમા મોટો ઉપકાર આપણા દેવ, ગુરુ ... છે એને જ આપણે ભૂલી ગયા સ્થાને ... ૬૭ ...રમ એને કરે મહેલ. ...

અને લગ્નનાએ સ્થાન લીધુ છે પણ અંતે એ ઠગો આપનારી ચીજો છે એ વાત ન ભૂ.ના

## અલ્યા ઓ સિપાઇ, પેલો વિજયો કયા છે?

મહારાજા વિજયસિંહ ત્યાથી પોતાના ગામ તરફ પાછા વળ્યા થોડા દિવસો પછી પેલા ચાર રબારીઓ ભાવનગરમા આ યા પૂછતા પૂછતા રાજમહેલ પાસે આવી પહોચ્યા ત્યા સિપાઇ ઊભો હતો એને પૂછયુ—અ ય. સિપાઈ! પેલો વિજયો કયા છે? સિપાઈ તો માથાજીને ચમકયો આ વળી કયાના ગમાર છે?

સિપાઇએ પૂછયુ—તમે કયાના છો? તમારુ નામ શુ? ર. રીઓએ જવાબ આપ્યો અમે બાજુના ગામડાના રબારી છીએ એકનુ નામ હનીયો છે, બીજાનુ નામ ભનીયો, ત્રીજો ક નિયો, અને ચેથો છે મનીઓ તારા રાજાએ કહ્યુ હતુ કે-..વનગર આવો ત્યાર રાજમહેલમા આવજો. કયા છે એ વિજયો? અમે તો ખોળી-ખોળીને મરી ગયા

સિપાઇએ જાણ્યુ કે—આમા કઈ ભેદ છે રાજાની પાસે બધાયને હાજર કર્યા રાજા જોઈને તરત ભેટી પડયો આજુ બાજુના માણસોને ભારે આશ્ચર્ય થયુ આવા ગમારને વળી ભેટવાનુ હોય!

રાજાએ એમને માટે લાખોના ખર્ચે તાજેતરમા બનાવેલા કાચમહેલમા ઉતારો આપ્યો

ખબે મોટી ડાંગો મૂકીને આ તો હાલ્યા, આવ્યા, કાચ મહેલમા ઉતર્યા પણ ચારે બાજુ ડાગવાળા જ રબારી દેખાણા

ઉપર રબારી, નીચે રબારી, જ્યા જુઓ ત્યા રબારી અલ્યા અલીયા, માન ન માન, હગો રાજાએ આપણને મારવા માટે આ બાજી ગોઠવી લાગે છે નહિ તો આટલા બધા રબારીને અહીં કેમ રાખ્યા છે?

અલ્યા શુ જુઓ છો ઉઠાવો ડાગ એક પછી એકે ઉઠાવી ડાગ જ્યા રબારી દેખાણા ત્યા ઠોકે રાખી મૂર્ખાઓને એ ખબર નથી કે અમારુ જ પ્રતિબિબ આ કાચમા પડે છે ચારે બાજુની ભીંતના કાચ તોડી નાખ્યા ઉપર–નીચે બધે જ ડાગો મારી ભાગીને ભુક્કો થઈ ગયો એક બાજુ ઘડીયાળ– ટક-ટક ટક કરતી હતી પેલો અલીયો કહે–અલ્યા ભલીયા આમા કઈક છે સાળી ટક ટક કરે છે, ઠોક ડાગ, શુ જુએ છે? મારી ડાગ કર્યા ચૂરા હાશ, મારા બેટા બધાયને ભગાડી મૂક્યા એ વિજયાની ગમે તે દાનત હોય પણ આપણે ક્યા કાચા છીએ? કેમ અલ્યા કલીયા

અલ્યા કલીયા, આ લાકડા ભેગા કરીને ધૂણી ધખાવો ને ભરો ચલમો હોકા લીધા હાથમા ગડડ–ગડડ ગટગટાવા લાગ્યા અને મૂછો પર હાથ ફેરવવા લાગ્યા

સિહાસન પર બેઠેલા રાજાએ વિચાર્યું આ મારા [illegible] ઉપકારી છે એમને માટે મારી–માનીતી ખાસ વેરયા [illegible] ત્યા મોકલુ જેથી નાચ–ગાન કરી આ રબારીઓને [illegible]

રાજાને રાજમહેલમા શી હકીકત બની [illegible] ખબર નહોતી પડી. દશ લાખના ખર્ચે [illegible]

હજી તો વારૂ પણ નહોતુ કર્યું પણ ઉપકારીઓના માટે એ રાજમહેલ તરત ખોલી દીધો

આજ ના રા જમહેલ અને મોટા બ ગલાઓ બહાર દર્શ બોડ જેવા મગરો અને બીજા શિકારી કૂતરા લખ્યુ હોય રક્ષાર્થ કોઇએ પ્રવેશ ન કરવો, 'No admission' મૂકેલ છે, પ્રવેશ કરી દે તો પેલ કૂતરાઓ ફાડી જ ખાય બિચારા ગરીબ તથા સામાન્ય માણસ તો ત્યા જઇ શકે જ નહિ ત્યા બાપ એમન જેવા લફ્રાપફ્રુ ખુરશીઓ ઉપર બેસે, છાપુ હાથમા લઈ આડી અવળી માટે પેલા આવા ને પેલી આવી-રીતીઝયન ઇઝ હમ્બગ જેમ આવે તેમ ભાકે આ દશા છે આજના સુધારક વર્ગની સમજ્યા ત્યાથી સવાર

આ તો રણાની અજ્ઞાન જાત એને કઇ જ્ઞાન-સાન નહીં એટલે આવો લાખોની કિમતનો મહેલ પણ તોડી નાખે પણ આપણે જરા વિચારો, આજે આપણે શુ કરી રહ્યા છીએ! માનવદેહરૂપ સુદર કાચમહેલ તોડી રહ્યા છીએ, જડ પદાર્થોની પાછળ પાગલ બની જીવનને બરબાદ કરી રહ્યા છીએ. જ્યા દેવુ ઘણુયે ત્યા લેવાની ભાવના થાય છે દાનને ભૂલ્યા, સગ્રહ ખોરી વધી કોઠી ભરવાનુ જ કામ રાખ્યુ-ભલે પછી દિવસ હોય કે રાત, ભક્ષ્ય હોય કે અભક્ષ્ય બે વાર નહિ પણ ચાર-છ વાર-વિષયવિકારની ધૂન લાગી જ્યા ત્યા ભટકવાનુ-આ શુ છે? આ છે જડવાદની છાયા

હવે પેલા રબારીઓને સ ભાળીએ રાજાએ ઉપકારી સમજીને પેલા મહેમાનો માટે ખાસ પ્રસિદ્ધ વેશ્યાને કાચ મહેલમા

મોકલી. વેશ્યા સમજી કોઈ મોટા મહેમાન લાગે છે, નહિતર રાજા શાના મોકલે ? એણે તો કાચમહેલમા જઇ આલાપ શરૂ ર્યો–આ–આ–આ–ઇ–ઇ–ઇ–નરગા–સારંગી અને વિવિધ–વાદ્યોના મધુર ધ્વનિ થવા લાગ્યા વેશ્યા રસમા ચઢી એણે તો એવો સુંદર આલાપ આપ્યો ને નાચ શરૂ કર્યો આ તરફ અલીયો કહે અલ્યા ભલીયા, આ શુ ? આ બીચારીને બહુ દુ ખ લાગે છે, બીચારી રાડો પાડે છે આપણે એનુ દુ ખ મટાડવુ જોઇએ આપણી પાડી જ્યારે રાડો પાડતી હતી ત્યારે લોઢાના તવેથાને ગરમ કરી જ્યારે દામ દીધો ત્યારે એનો રોગ ગયો આ બીચારી આપણી પાસે આવી છે તો જરૂર એનુ દુ ખ દૂર કરવુ જોઇયે

કરો તૈયારી. અલ્યા હલીયા, તુ આ લોગના તવેથાને– ગરમ કર–જલ્દી કર, નહિ તો પાછી આ ભાગી જશે

વેશ્યા તો ઊંચા ઊંચા આલાપ આપે છે, ગાય છે ને નાચે છે ભલીયો કલીયાને કહે આને ધનુર થયો છે, ધનુર બહુ જલ્દી કરો. કર્યો ગરમ તવેથો. એક જણે પકડી દબી એકે નગ્ગા વાળાને અને બીજાએ સારંગીવાળાને પકડી રાખ્યો. એક જણે લાલચોળ તવેથો હાથમા લીધો અને વેશ્યાને અને ચાંપી દીધો. વેશ્યા તો બીચારી રાડ પાડ [illegible]

અરે રાડ, રડ મા, તારું [illegible] દુ ખ ગયું [illegible]
લાવ બીજો ચાપવા દે [illegible] એમ [illegible]
પેલાએ બીજો ચાપી દીધો [illegible]
છોડી વેશ્યા તો મુડી [illegible]

હજી તો વાસ્તુ પણ નહોતુ કર્યું પણ ઉપકારીઓના માટે એ રાજમહેલ તરત ખોલી દીધો

આજ તો રાજમહેલ અને મોટા બ ગલાઓ બહાર સાઈન બોર્ડ જોવા મળશે અને બીજા શિકારી કૂતરા લખ્યુ હશે રજાવગર કોઇએ પ્રવેશ ન કરવો, 'No admission' ભૂલેચૂકે કોઇ પ્રવેશ કરી દે તો પેલા કૂતરાઓ ફાડી જ ખાય બિચારા ગરીબો તથા સામાન્ય માણસો તો ત્યા જઇ શકે જ નહિ ત્યા જાય એમના જેવા લફાફફા, ખુરસીઓ ઉપર બેસે, છાપુ હાથમા લઈ આડી અવળી માડે પેલા આવા ને પેલી આવી-રીવીઝયન ઇઝ હમ્બગ્-જેમ આવે તેમ બાફે આ દશા છે આજના સુધારક વર્ગની

## સમજ્યા ત્યાથી સવાર

આ તો રબારી અજ્ઞાન જાત એને કઇ જ્ઞાન-સાન નહીં એટલે આવો લાખોની કિંમતનો મહેલ પણ તોડી નાખે પણ આપણે જરા વિચારો, આજે આપણે શુ કરી રહ્યા છીએ ? માનવદેહરૂપ સુદર કાચમહેલ તોડી રહ્યા છીએ, જડ પદાર્થોની પાછળ પાગલ બની જીવનને બરબાદ કરી રહ્યા છીએ જ્યા દેવુ જોઇયે ત્યા લેવાની ભાવના થાય છે દાનને ભૂલ્યા, સ ગ્રહ-ખોરી વધી કોઠી ભરવાનુ જ કામ રાખ્યુ-ભલે પછી દિવસ હોય કે રાત, ભક્ષ્ય હોય કે અભક્ષ્ય બે વાર નહિ પણ ચાર-છ વાર-વિષયવિકારની ધૂન લાગી જ્યા ત્યા ભટકવાનુ-આ શુ છે ? આ છે જડવાદની છાયા

હવે પેલા રબારીઓને સ ભાળીએ રાજાએ ઉપકારી સમજીને પેલા મહેમાનો માટે ખાસ પ્રસિદ્ધ વેશ્યાને કાચ મહેલમા

મોકલી વેશ્યા સમજી કોઈ મોટા મહેમાન લાગે છે, નહિતર રાજા શાના મોકલે ? એણે તો કાચમહેલમા જઈ આલાપ શરૂ કર્યો–આ–આ–આ–ઇ–ઇ–ઈ–નરગા–સારંગી અને વિવિધ–વાદ્યોના મધુર ધ્વનિ થવા લાગ્યા વેશ્યા રસમા ચઢી એણે તો એવો સુંદર આલાપ આપ્યો ને નાચ શરૂ કર્યો આ તરફ અલીયો કહે અલ્યા ભલીયા, આ શું ? આ બીચારીને બહુ દુખ લાગે છે, બીચારી રાડો પાડે છે આપણે એનુ દુખ મટાડવુ જોઈએ આપણી પાડી જ્યારે રાડો પાડતી હતી ત્યારે લોઢાના તવેથાને ગરમ કરી જ્યારે ડામ દીધો ત્યારે એનો રોગ ગયો આ બીચારી આપણી પાસે આવી છે તો જરૂર એનુ દુખ દૂર કરવુ જોઈએ

કરો તૈયારી. અલ્યા હલીયા, તુ આ લોઢાના સળીયાને–ગરમ કર–જલ્દી કર, નહિ તો પાછી આ ભાગી જશે.

વેશ્યા તો ઊંચા ઊંચા આલાપ આપે છે, ગાય છે ને નાચે છે ભલીયો કલીયાને કહે આને ધનુર થયો છે, ધનુર બસ જલ્દી કરો કર્યો ગરમ તવેથો. એક જણે પકડી રાખી એકે નરગા વાળાને અને બીજાએ સારંગીવાળાને પકડી રાખ્યો એક જણે લાલચોળ તવેથો હાથમા લીધો અને વેશ્યાને ગળે ચાપી દીધો. વેશ્યા તો બીચારી રાડ પાડવા લાગી. બાપ રે મરી ગઈ

અરે રાડ, રડ મા, તારુ ઉમરભરનુ દુખ ગયુ સમજ લાવ બીજે ચાપવા દે બાપ રે મરી ગઈ એમ રાડ પાડે છે ને પેલાએ બીજે ચાપી દીધો વેશ્યાનુ તો આવી બન્યુ. પેલાઓને છોડી વેશ્યા તો મુઠી વાળી રાડ પાડતી ભાગી રાજા પાસે

આવીને કર્યો પોકાર મહારાજ ! જુલમ ! જુલમ ! જુલમ ! મને તો જીવની બાળી નાખી, એટલામા મહેલના રક્ષકે કાચ મહેલનો ભૂકો થઈ ગયાના સમાચાર આપ્યા રાજા તો આભો જ બની ગયો

પણ થાય શુ ? આ તો ઉપકારી હતા રાજા મૌન રહ્યો–રાજાને હવે ખબર પડી કે મહેમાનગીરી પણ માણસ જોઇને કરવી જોઈયે બીચારી વેશ્યા નાહક હેરાન થઈ રાજા ન્યાયી હતો વેશ્યાને સમજાવી ઈનામ આપી ખુશ કરી

રબારીઓને બોલાવ્યા એ તો મૂછે મરડતા હસતા–હસતા રાજાની સામે બેઠા, કારણ કે બહાદુરીનુ કામ કરીને આવ્યા છે ને ! એક બોલ્યો મહારાજ, પેલી રાડનુ દુખ મટાડી દીધુ ત્યારે બીજો બોલ્યો–અલ્યા વિજયા, કાચ મહેલમા કઈક ડાગ વાળા ભેગા થયા હતા બધાયને કર્યા લોય ભેગા બોલીને મૂછે હાથ ફેરવવા લાગ્યા

રાજાએ ડહાપણુ વાપરી, બે પાચ મણુ અનાજના પોટલા બાધી આપ્યા અને કહ્યુ કે–લઇ જાઓ ગાડા ભરીને બીજુ જોઈયે તો લઈ જજો

રબારીઓ તો ખુશ ખુશ થઈને પરસ્પર બોલવા લાગ્યા અલ્યા, વિજયો સારો છે હો, જુઓને કેટલુ અનાજ આપ્યુ રોટલા ને છાશના એક વખતના ઉપકારનો આ રીતે રાજાએ સત્કાર કર્યો

આ દૃષ્ટાતથી એ સમજવાનુ છે કે–આપણા દેશમા પ્રાચીન કાળમા આર્ય સસ્કૃતિ કેવી પ્રસરેલી હતી કે ગમાર માણસો

પણ ભૂખ્યાને અન્ન અને તરસ્યાને પાણી આપવાનુ નહોતા ચૂકતા કૃતજ્ઞતા પણ કેવી અજબ હતી કે ઉપકારીનો ઉપકાર કદી પણ ભૂલાતો નહોતો

આપણા પ્રસ્તુત–ચૈતન્યવાદના વિષયમા આ દૃષ્ટાતથી એ સાર લેવાનો છે કે–આત્મા ચૈતન્યવાદને ભૂલીને જડવાદમા એટલો બધો લીન થઈ ગયો છે કે પોતાનુ સાચુ સ્વરૂપ પીછાણી શકતો નથી, જડ ચીજોને પોતાની માને છે અને પોતાના દર્શન જ્ઞાન ચારિત્રરૂપી ગુણોના મહેલને પેલા રબારીઓની જેમ પોતાના હાથે જ તોડી નાખે છે અને દુનિયાના વિષયજન્ય સુખોરૂપી થોડા અનાજના ઢગલાથી રાજી રાજી થાય છે અને મલકાય છે તેના લીધે આત્મા પોતાનુ શ્રેય સાધી શકતો નથી, માટે ચૈતન્યવાદને સમજો આત્માના ગુણોને પારખો, આત્મસ્વભાવમા રમણતા ધારણ કરો, જડ ચીજોના મોહમા જીવનને નાહક બરબાદ ન કરો ક્ષણવિનાશી તુચ્છ વિષયવિકારોમા ભવ હારી ન જતા–જીવનને બરબાદ ન કરતા પરમાત્મા જિનેશ્વરદેવના સિદ્ધાત મુજબ જ્ઞાન અને ક્રિયામા લીન બની અને મુક્તિના અનત સુખના ભોક્તા બનો એ જ અભિલાષા સાથે આજનુ વ્યાખ્યાન સમાપ્ત કરવામા આવે છે



## શું આપશો ?

ચરાચર વિશ્વમાં અનેક પ્રકારના માણસો વસે છે, ઉદાર આત્માઓ પોતાની લક્ષ્મીને સુપાત્રમાં ખર્ચી લક્ષ્મીને સાર્થક કરે છે, લક્ષ્મીનો લ્હાવો લે છે

એક કવિ કહે છે કે—ભીખારીઓ ભીખ નથી માંગતા પણ આપણને શીખ આપે છે હે લોકો ! તમે આપો આપો અમારી પાસે પણ એક વખત લક્ષ્મી હતી પણ અભિમાનમાં અક્કડ બની ફક્કડ થઈને ફુલ્યું મુખ કરી ગાજતા હતા દીન-અનાથ માનવો તરફ નજર પણ નહોતા નાખતા જેથી આજ અમારી આ દશા છે કે-ઘેર ઘેર ચપણીયું લઈને ભીખ માંગવા જતા લોકો અમને ભીખ તો ઠીક પણ બે મીઠા અક્ષરોય નથી આપતા નહી આપ્યાનું ફળ અમને પ્રત્યક્ષ જોઈ લ્યો તમે પણ જો તમારી લક્ષ્મીએ દીન-અનાથનો ઉદ્ધાર નહિ કરો તો તમારી પણ આ જ દશા થવાની છે માટે હે લોકો ! આપો-આપો

પૂર્વ કર્મના યોગે બિચારા દીન-અનાથ આત્માઓ ઘેર ઘેર ભીખ માગતા ફરે છે કઈક ઉદારાત્માઓ પાઈ-પઈસો આપી એની કકળતી આતરડી ઠારે છે તો કોઈ ગાળ આપે છે

વાત પણ ખરી જ છે ને ! જેની પાસે જે હોય તે આપે જગતમાં અવિદ્યમાન-અછતી વસ્તુને કોઈ પણ વ્યક્તિ આપતી નથી જેની પાસે ગાળોનો ભંડાર ભરેલો છે એમાંથી એ બિચારો બે ચાર ગાળ આપે એમાં નવાઈ નથી

માનવે માનવતા મુકી ખરેખર દાનવતાને આવકારી છે એ બિચારા દુખી પ્રાણીઓને શું આપણે મીઠી વાણીરૂપ પાણી પણ પાઈ શકતા નથી ! બુદ્ધિનિધાનો ! વિચારો વિચારો ! ત્યારે શું આપશો ? બે મીઠા શબ્દો પણ આપી છુટજો, કૃપણ ન બનતા છેવટે ગાળોથી તો ન જ નવાજતા

કાગા કીસકા ધન હરે ? કોયલ કીસકુ દેત ?
મીઠી વાણી બોલકે, જગ અપના કર લેત.

મુદ્રક : શાહ ગુલાબચંદ લલ્લુભાઈ, શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ-ભાવનગર